

R-A 110

પૉલિશવાળા કૃત–

# 'મા-બાપની સેવા'

[ સર્વ હક્ક કર્તાને સ્વાધીન છે. ]

પ્રથમ આવૃત્તિ          કિમ્મત રૂ. એક.

એક ખરેખરૂં આર્ટીસ્ટીક પીકચર.

ત્હમારાં દીવાનખાનાંની શોભા થઈ પડી ત્હમારા
અચ્છા ટેસ્ટની ગવાહી પુરી પાડે છે.

ફાંકડા ફોટો ઉતારે છે. વળી ચારજીસ દરેક
ગજવાને પોષાય તેવા મધ્યમ છે.

જરૂર એક ત્રાયલ આપજો.

મોદી સ્તુડીયો ગોવાળીયા ટેંક,
ફોર્ટ હાઇસ્કુલ પાસે.

## ખરી યાદગારી રાખવી હોય, અને સારૂં મનપસંદ કામ કરવું હોય તો

### ધોબીતલાવ ઉપરના અમારા આર્ટસ્ટુડીઓમાં ત્હમારી એક મુલાકાત આપજો.

હિંદના આ જુના પ્રખ્યાત મથક વિષે બેમત છેજ નહી. ઑઇલ-વૉટર-પાસ્ટલ કલરમાં તેમજ બ્રોમાઇડએનલાર્જમેન્ટ વગેરેમાં અમોએ હિંદના અનેક જાણીતાં એક્ઝીબીશનોમાં ડઝનબંધ સોનાના ચાંદા તેમજ સર્ટીફીકેટ ઓફ મેરીટ મેળવ્યા છે.

ગમે તેટલા મોટા એનાલર્જમેન્ટ તથા ઑઇલપેંટ માટે તેમજ "મની-એચરપેનટીંગ ઓન આઈવરી" માટે મળો યા કહ ને ભાવતાલ માટે અરજ કરો. આખા હિંદમાં અમારૂં કામ શ્રેષ્ટપણું ભોગવે છે. ત્હમારી જાતી-ખાત્રી કરવી હોય તો જરૂર પધારશોજી.

**એરચશાહ પેસ્તનજી આર્ટીસ્ટ.**

"આર્ટ સ્ટુડીઓ' ધોબીતલાવ બાંડીવાળાનું ઘર,-મુંબઈ.



જુના અને જાણીતા ઝવેરીનો

## નવો શોરૂમ.



દરેક જાતના ફેન્સી

**દાગીના**

ખરીદવાનું વિશ્વાસુ

# મથક

**એમ. નેધાભાઈની કું૦ ઝવેરીઓ.**



ઠેકાણું—

શેઠમેમન સ્ટ્રીટ, મુળજી જેઠાની મારકીટ આગળ-મુંબઇ.

બહારગામના ઓર્ડરો તાકીદે વી. પી. થી મોકલવામાં આવે છે.

**ભરૂસા પર ખરીદેલા માલની ગ્યારંટી આપવામાં આવે છે જે થી એક બચ્ચાને પણ ઠગાવાને ધાસ્તી નથી.**

પૉલિશવાળા કૃત—

# 'મા-બાપની સેવા'

જુદા જુદા ધર્મોનાં ફરમાનો, આજ્ઞા, ફરજ, પ્રસિદ્ધ દાનાવ પુરૂષોની નસિહતો, કવિઓનાં કાવ્યો, વિદ્વાનો ને નામાંકિત ગ્રંથકારોના લેખોના ઉતારાઓ, સમજણો, શ્લોકો, કહેવતો, વાર્ત્તાઓ અને ટિક્કાઓ વગેરે સાથનું રસિલું સંશોધન.

અમદાવાદ ૧૪૧૪૯

કોપીરાઈટ-સંગ્રહ

# ચીનાઈ બ્રધર્સનું નામ-

## કોણ નથી જાણતું? કામની પીછાણ કોણ નથી કરતું?

પારસીઓ માટે ફેંટા, ટોપીઓ માટેનું, ને હિંદુ મુસલમાન વગેરે ભાઇઓ માટે ટોપીઓનું પ્રસિદ્ધ મથક.

**ઉ મેકરના ફેંટા ને ટોપીઓ**

**ઉ ક્વૉલીટિના ફેંટા ને ટોપીઓ**

**ઉ કિંમતના ફેંટા ને ટોપીઓ**

બેટરસ્બી મેકરના પ્રખ્યાત ફેંટાઓ, તથા ક્રીસ્ટી મેકરની ટોપીઓનો તદન નવોજ માલ મોટા જથ્થામાં હમેશા વાજબી ભાવે મળશે. ફેંટા વગેરે રીપેર કામ બહુ સંતોષકારક કીફાયતે કર્યે છીએ.

**ઠે. કાલબાદેવી, જ્ઞાનવર્ધકની ઓરીસની સામે. સીનેમાની પાસે.**

જ્ઞાનવર્ધક ઓફીસમાંથી—

# મળતા પુસ્તકો.

કિંમત.

(૧) ઈરાનીયન નાઈટ્સ રૂ. ૧—૮
(૨૨ વાર્ત્તાનો સંગ્રહ)

(૨) "સંગ તેવો રંગ" રૂ. ૧-૧૨
( પારસી સંસારી મોટી વાર્ત્તા )

(૩) "મા-બાપની સેવા" રૂ. ૧—૦

(૪) "બાળ બરદાસ્ત" યા
"સ્ત્રીઓનો સાથી." રૂ. ૪—૦
( દરેક બાનુએ શીક્ષણ લેવાલાયક પુસ્તક. )

આ દરેક પુસ્તક માટેની જે વિગતવાર જાહેરખબર આ પુસ્તકમાં આવેલી છે, તે ઉપર દરેક વાંચનારનું લક્ષ ખાસ ખેંચવાની જરૂર જોઇએ છીએ.

આ ચાર પુસ્તકો સામટા મંગાવનારને વી. પી. રેજીસ્ટર્ડ, અને પોસ્ટેજનો સઘળો ખર્ચ લેવામાં આવશે નહી. જથ્થાબંધ ખરીદનારને સારૂ કમીશન મળશે.

લખો યા મળો—
"જ્ઞાનવર્ધક" ઑફીસ નં. ૫૨૩ કાંતાબિલ્ડીંગ
કાલબાદેવી, મુંબઇ.

મુંબઇમાં સઉથી જુંનામાં જુંનું ને જાણીતું

કોલનવૉટર તે એસ. એસ. ગઝદરનું

# કોલનવૉટર છે.

જેઓ વાપડે છે તેઓ એની તારીફ પર તારીફ કરે છે અને બીજાઓને વાપડવાની ભલામણ કરે છે. ફક્ટ એકજ શીશી અમારા કોલનવૉટરની ખરીદી કોઇપણ મેકરના કોલનવૉટર સાથે સરખાવી જુંવો ને જો અમારૂ કોલન વૉટર ઉંચામાં ઉંચું ને ભાવમાં કીફાયત માલમ ન પડે તો જે વેપારી પાસેથી ખરીદીયું હોય તેને ઉખેડેલી શીશી પાછી આપી એના પૈસા પાછા લઇ જવા.

**અમારા કોલન વૉટરની ઉંચ બનાવટની એથી વધુ ખાત્રીની જરૂર છે ભલા?**

સંખ્યાબંધ સર્ટીફીકેટો અને એકઝીબીસનોમાંથી ચાંદો મલ્યા છે.

**આબરૂદાર વેપારીઓને ત્યાંથી મળશે.**

**આબરૂદાર એજન્ટો જોઇએ છે.**

**એસ. એસ. ગઝદર**

**સીંધવા બિલ્ડીંગ, ૫૦૮ ચીરાબજાર, મુંબઇ. ૨.**

જન્મ.

સ્વર્ગસ્થઃ—

# બાલ રમણિકલાલ મનસુખલાલ

આસો સુદી ૨,-સંવત ૧૯૭૫.

વાર શુક્ર તા. ૨૬મી સપ્ટેમ્બર ૧૯૧૯.



સ્વર્ગસ્થ—



બાલ "રમણિક" ઉર્ફે "બાબુ"

[ ઉ. વ. આઠ ]

# અર્પણ.

સ્વર્ગસ્થ

## રમણિકને

આ પુસ્તક શેઠજી મનસુખભાઈ
છગનલાલ દેશાઈ શેરદલાલે
"ત્હેઓના મર્હુમ દિકરા
રમણિકને માટે ખાસ
લખાવીને પુણ્ય અર્થે
પ્રગટ કરાવ્યું છે."

કર્ત્તા.

મરણ.

# બાલ "રમણિક" ઉર્ફે "બાબુ"

ચૈત્ર વદી ૯, સંવત ૧૯૮૨.

વાર બુધ તા. ૭ મી એપ્રિલ ૧૯૨૬.

## મિ. શો૦ મ૦ દેશાઈનાં સંસારનાં સુખના

# કિંમતી પુસ્તકો.

| | કિંમત |
|---|---|
| ૧—બેટી તું સાસરે કેમ સમાશે ? ( પરણતી કન્યાને ભેટ આપવા લાયક બેવડા સુધારા વધારા સાથનું દળદાર પુસ્તક ) ... ... | રૂા. ૨—૦—૦ |
| ૨—વહેમી દુન્યા (વહેમો તજાની સુખ આપનાર) | રૂા. ૧—૮—૦ |
| ૩—મા-બાપની સેવા. (મા-બાપનો ઉપકાર વાળવા માટે) | રૂા. ૧—૦—૦ |
| ૪—સાદી જીંદગીની શૉક. (ફેશનની શિસિયારીથી થતા ગેરફાયદા) ... ... | રૂા. ૧—૦—૦ |
| ૫—સલુકની માતા. (લાયક માતા થવાનાં શિક્ષણો) | રૂા. ૧—૦—૦ |
| ૬—સદ્‌ગુણી સાસુ. (સાસુ થઇએ ત્યારે ઉપયોગી) | રૂા. ૧—૦—૦ |
| ૭—સંસારનો સુકાની. (બાપ બનવાનો હુનર) ... | રૂા. ૧—૦—૦ |
| ૮—વિધવા દુઃખ નિવારણ. (વિધવાઓને દિલાસો) | રૂા. ૧—૮—૦ |
| ૯—દુઃખીને દિલાસો. (કેટલાક ભાગો મળી શકશે નહીં) | રૂા. ૦—૪—૦ |
| ૧૦—દાદારજીનો દરબાર. (ખુદાના ઇનસાફ કેવા છે) | રૂા. ૦—૪—૦ |
| ૧૧—બંદો અને બંદગી. (બેવડા સુધારા વધારા સાથે) | રૂા. ૨—૦—૦ |
| ૧૨—મ્હારા દિકરાને. ( બીજી આવૃત્તિ ઘણાંક સુધારા વધારા સાથે છપાય છે. ) | |

ચોપડી મોકલવા માટે વી. પી. તથા પોસ્ટેજ જુદું લેવામાં આવશે.

મળવાનું ઠેકાણું:--બેહરામજી મનચેરજી દેશાઇ.
સ્ટેશન રોડ,—નવસારી.

જેહાંગીર બેજનજી કરાણી એન્ડ સન્સ.
પારસી બજાર-કોટ, મુંબઇ.

# દિબાચો=પ્રસ્તાવના.



એક પુસ્તક પ્રગટ કરનાર તરફથી વાંચકવર્ગ તે પુસ્તકની ધારણા શી છે ? તે જાણવાને કુદરતી રીતે તલપગાર રહે છે, અને તેથીજ દિબાચા રૂપે પુસ્તકનાકર્ત્તા પોતાના વિચારો રજુ કરે છે અને તે વિચારો મોટે ભાગે તેજ પુસ્તકની સીફારસનાજ હોય છે, પછી તે દિબાચો ખુદ કર્ત્તાએ પોતેજ લખેલો હોય, યા તો પારકાની મદદ લઇ લખાવેલો હોય–આવાં ગીતો ગવાતા આજે જ્યાં ત્યાં પુષ્કળ સંભળાય છે. ઘણાંક લેખકો એ બાહુતી ગીતો ગવડાવે છે એ રૂઢી યા ગુણથી ખરૂં જણાવું તો વાંચકવર્ગ ગુંચવાય છે ને અમુક રીતે છેતરાય છે.

એક સારી વસ્તુ યા કામ માટે સીફારસની મુદ્દલે જરૂરજ નથી, કાંકે તેની કિંમત પ્રજા યા પ્રજાનો અમુક વર્ગ કરે તેમ છે. એક અમુક પુસ્તકમાં દમ જેવું ન હોય તોપણુ લાગવગ ને જાહેર ખબરથી પણુ પ્રજાનો અમુક વર્ગ છેતરાય છે. કાંકે ખોટા બકવાતથી અમુકો આકર્ષાય છે, ને ખરીદી પછી તેમાંનું કામ જોઇ પસ્તાય છે.

જેઓ સ્વતંત્ર છે અને પોતાના કામ ઉપર મુસ્તાક છે. ત્હેઓ પોતાના નંગની કિંમત ખુદ ઝવેરી આગળથી થાય તો તેથી વધુ ખુશ થાય છે, કાંકે ત્હેના કામની પરિક્ષા થાય છે ને ખરી ચીજ પ્રકાશી પોતાની મેળેજ જાહેરમાં આવે છે, આજે આવીજ બાબદમાં મ્હને એક અફસોસનો ઉદ્દગાર રજુ કરવો પડે છે. આપણી પંચરંગી કોમમાં એવાં સાહિત્યની કદર કરનારો વર્ગ બહુજ નજીવો છે. આજે કોઇપણુ રીતે કે પ્રકારે શ્રીમંતવર્ગ પણુ સાહિત્યમાં રસ લેતો હોય એવું અનુમાન મ્હને દાયકાઓના અનુભવ છતાં થતું નથી. આજે આપણી માતૃભાષાની ખીલવણી જે રીતે સંકોચાઇ

રહી છે, ને ખરાં સાહિત્યની કિંમત થતી નથી તેનું કારણ ઉપલુંજ છે–કે શ્રીમંતવર્ગ એ બાજુ તદન બેદરકારજ છે- આજે સાહિત્યની કદર કરનાર એક ન્હાનો વર્ગબી હોય ને શ્રીમંતવર્ગ એવી બાબદમાં લગાર રસ લેતો હોય તો એ દીસામાં ધસડબોરો કરનાર વર્ગને જરાબી રાહત મળે–જાહેર પ્રજાને સારૂ વાંચણ મળે ને આપણી માતૃભાષાની ઉન્નતિ થતી રહે. આજે લાગવગ દૂર થાય ને ખરા નંગની પરિક્ષા થાય તો વિદ્વાનવર્ગને ભવિષ્ય માટે થોડીકબી આસ રહે.

ઉપલી થોડીક લીટીઓ આજકાળ નજરે પડતી સાહિત્યની સુસ્તી વિષે રજુ કરવાની ટક લીધી છે. હવે આ ન્હાના પુસ્તક વિષે થોડાંક શબ્દો રજુ કરવા ઉપયોગી ધારૂં છું. મ્હને અમુક વખતે યા અમુક કામે ઘણાંક કુટુમ્બોમાં જવું પડે છે, તેથી મેં ત્યાં જે જે રીતિઓ જોઇ છે. અનુભવી છે ને સાંભળી છે, તેથીજ આ પુસ્તક પ્રગટ કરવાની હામ બીડી છે, આજે પારસી કોમ અને બીજી ઘણીક કોમોમાં જે દેખાવો અને નીતિ–રીતિ જણાઇ છે તે, મા–બાપ તરફ જવાનવર્ગ તદન બેદરકારજ દેખાય છે, આજના છોકરાંઓ પોતાના મા–બાપ તરફ ભક્તિભાવ પ્રેમ ને ફરજ શું તે મુદલે જાણે જાણતો ન હોય એવુંજ ખુલ્લું માલમ પડે છે.

આજે કયાં ઘરમાં પુત્રો કે પુત્રી પોતાની અનેક ફરજો ને ભક્તિમાં પ્રવિણ છે ? આ જમાનો છુટાપણાનો ને કેળવણીનો છે એમ કબુલ કર્યા છતા જેઓ પોતાની ખરી ફરજ ભુલે–ઘણીક વખતે પોતાના મા–બાપને એ નામે ઓળખાવતા સરમાય–ઘણીક વખતે છોકરાંઓ મા–બાપ સાથે વસવાથી દુર થાય–ઘણાંકો પોતાના મા–બાપને હીણે–ઘણાંકો ધાર્મિક સંસારિક રીવાજો તજે–પોતાનાજ મા–બાપો ને વડીલોનો ભાર કે મરતબો મુદલે ન રાખે–અને પોતે ઘણાંક જ્ઞાની ને અક્કળવાળાજ હોય એવુંજ દોલ રાખે છે, ને દરેક હિસાબે પોતાની ખરી ફરજ બજાવવામાં પાછળજ પડે છે એવું જાણીયું છે–સમજ્યું છે–ને જોયું છે, તેથીજ આ ન્હાનકડું પુસ્તક

જાહેર પ્રજા માટે રજુ કરવાની મેં કોશેશ કરી છે. પછી જો કે તેની પ્રશંસા થાય યા ન થાય તે સાથે હાલ મ્હને લેવા દેવા નથી.

મ્હારૂં માનવું છે કે આપણું ઘણુંક કિંમતી સાહિત્ય વેર વિખેર હાલતમાં જ્યાં ત્યાં પુષ્કળ પડી રહેલું છે, તે જો સારી રીતે જાહેરમાં આવે તો ઘણુંક અજવાળું પાડી શકે અને આવાં કિંમતી સાહિત્યથી આપણી લોકલાગણી અમુક બાબદે સુધરે, લોકની નીતિ-રીતિમાં સુધારો થાય—કામ ધંધામાં મનોવૃત્તિ વધે ને સંસારમાં અમુક રીતે ફાયદો થતોજ રહે, ને લોક સંગતે પ્રીતિ વધે, ભક્તિભાવ સુધરે ને બીજા પુષ્કળ ફાયદાઓ ઉમદા સાહિત્યથી થાય ને આપણી માતૃભાષાનો ફેલાવો દેશ પ્રદેશ થાય તે જુદો, પણ પ્રશ્ન એજ ઉભો છે કે—કયો વર્ગ એવાં જશના કાર્યો કરવાને સામર્થ્યવાન નિવડીને જશ લેશે ?

છેવટે હવે ક્ષમા માંગી દુર થઇશ અને સુજ્ઞવાંચકવર્ગને એટલી અરજ કરીશ કે આ પુસ્તકમાં જે સારા વિચારો જો માલમ પડે તો તે ઉપર અમલ કરતા જજો. ત્હમારા મા-બાપોની આજ્ઞાનું પાળણ કરજો. જે સ્થળે ને જ્યાં બને ત્યાં વડીલોને માન આપતા રહેજો અને ત્હમારી ધાર્મિક ફરજમાં જેમ બને તેમ ઉત્સાહ ભરેલાજ રહી, "સુખ આપી સુખી થજો" એજ દુન્યાની એક ઉત્તમ રીતિ છે માટે એ ઉપર વિચારશક્તિથી અમલ કરી, મેં આ પુસ્તકમાં ૧લા પ્રકરણમાં શરૂઆતમાંજ જણાવેલું છે, તેવા દુરગુણોથી દુર રહી. "પીતા સેવા" ને "માતૃ ભક્તિ" વાળાજ દરેક રીતે સદ્ગુણોથી ભરેલા નિવડજો, કે તેથીજ ત્હમો દરેક રીતે દુન્યાઇ સુખો સંપાદન કરી "કુટુમ્બી હીરા" તથા "સારા શેહેરી" તરીકેજ ઓળખાશો. હવે આ સ્થળે બે બોલ વધુ જણાવવા તે એજ કે આ મ્હારા પુસ્તકની સેંકડો નકલો ખરીદવાનું મ્હને વચણુ આપનાર યા ઉત્તેજન આપનાર બાઇઓનો ઉપકાર ન માનું તો હું મ્હારી ફરજમાં નિષ્ફળ નિવડું એવાં "સાહિત્યદાની બાઇઓમાંના મ્હારા એક મિત્ર **શેઠ મનસુખલાલ છગનલાલ દેશાઇનો** મુખ્ય આભાર માનું છું, એ બાઇએ આ

પુસ્તકની પાંચશો નકલો ખરીદી મ્હને આપેલા ઉત્તેજનથીજ આ પુસ્તક હું અજવાળામાં લાવી શકયો છું, ને હું ઇચ્છું છું કે બીજા શ્રીમંતો એ ઉમદાં ખવાસના સાહિત્યપ્રેમી ગ્રહસ્થને પગલે ચાલી, આપણી ગૂર્જર ભાષાને ખીલવવાને મદદકર્તા થાય.

આ પુસ્તક ઉંમરમાં આવતાં બાળકો માટે એક આશીર્વાદ જેવું છે, માટે એ પુસ્તકની બીજી આવૃત્તિ કોઇપણ પોતાના વ્હાલાની નેયતે છપાવી યા અર્પણ કરી, સ્કુલોમાં છોકરાંઓને વેહેંચવા માટે છપાવશે તો, એવાં પરગજુ કામ માટે કાઇપણ સ્વાર્થ વગર સઘળી મદદ આપવાને હું ખુશી થઇશ.

લી૦ આપનો આજ્ઞાકીંત—

કેખસરૂ ન. પોલીશવાલા

કાંતા બિલ્ડીંગ કાલબાદેવી રોડ, } મુંબઈ તા. ૧-૮-૧૯૨૮.



Printed by Moolchand Kasandas Kapadia at 'Jain Vijaya' Printing Press, Khapatia Chakla, Surat.

Published by Kaikhusroo Naserwanji Polishwala from Kanta Building, Kalbadevi Road Bombay.

# મા–બાપની સેવા.

## સાંકળિયું યા અનુક્રમણિકા.


### પ્રકરણ ૧ લું. પેજ

આજે નજરે પડતો મા–બાપ ને દિકરા દિકરીનો સંબંધ, જ્યાં જુવો ત્યાં મા–બાપની આજ્ઞાની તરછોડ, આગળનો અજ્ઞાન જમાનો, આજની કેળવણીના ફળો કેવા છે. ? વગેરે. ... ... ૧૭ થી ૨૦

### પ્રકરણ ૨ જું.

સંતતિની આવશ્યકતા, બાળકોનો મહિમા, સંસારમાં ત્હેમનું સ્થાન ... ... ૨૦ થી ૨૨

### પ્રકરણ ૩ જું,

"બાળ કેળવણી."

માત પિતાની તે પ્રત્યેક ફરજ, વિદ્યાધન સૌથી મોટું ધન ... ... ૨૨ થી ૨૫

### પ્રકરણ ૪ થું.

"મા–બાપની ભક્તિ."

ભક્તિના ચાર તત્વો, ગુરૂભક્તિના હિંદુ વર્ણાશ્રમ ધર્મમાંથી મળતા દાખલા, માતૃભક્તિમાં જીવ

પેજ

આપનાર ગણુપતિની કથા, હિંદુ પુરાણોની તથા ઐતિહાસિક વાર્તાઓ, શ્રવન ઋષિનો અનોપમ દ્રષ્ટાંત, સત્યવતીની કથા, વગેરે ... ૨૭ થી ૩૨

પ્રકરણ ૫ મું.

મા-બાપના ગુણો.

મા-બાપોએ બાળકો માટે શું કર્યું ? શ્રવન ઋષિની કથા. વગેરે ... ... ૩૩ થી ૩૭

પ્રકરણ ૬ ઠું.

કપુત્રોનો સંતાપ.

દરેક ધર્મમાં તેમને માટે તિરસ્કાર, લ્યાનતી ફરજંદો માટે અવસ્તાના લખાણો, સદ્ગુણી સંતાનોની ફરજ, ત્હેમને માટે બોધ, તાબેદાર છોકરીઓ કેવી હોવી જોઇએ. ? ... ... ૩૭ થી ૪૫

પ્રકરણ ૭ મું.

" માતૃ ભકિત. "

તવારીખમાં નોંધાયલા ભકિતમાન છોકરાંના દાખલા અને ત્હેઓના વડિલો તરફની ફરજ, વગેરે ૪૬ થી ૫૪

પ્રકરણ ૮ મું.

ધર્મ શું શીખવે છે. ?

મા-બાપને તાબે રહેવાની દરેક ફરજંદની ફરજો વિષે જરથોસ્તી ધર્મમાંથી મળતા લખાણો, શાહનામામાંથી મળતા તાબેદાર ફરજંદોના દાખલાઓ ૫૪ થી ૫૮

પેજ

## પ્રકરણ ૯ મું.

### મા-બાપ તરફની ભકિતભાવ, લાગણી-નીતિ રીતિ-કામો-ફરજ-માન-આજ્ઞા વગેરેના સેંકડો દાખલાઓનો સંગ્રહ.

"મા-બાપની ફરજંદ તરફની ફરજ," પુત્ર પુત્રીની મા-બાપ તરફની ફરજ," "નિતિ-રીતિ ને કાર્યો," "દરેક મા-બાપોએ પોતાના ફરજંદો માટે શું કરવું, ને કેવી કેળવણી આપવી," સંસારને લગતી શીખામણો ને બોધકારક વાર્તાઓ વગેરેનો સંગ્રહ. ૫૯ થી ૧૪૧

## પ્રકરણ ૧૦ મું.

### "મા-બાપની સેવા માટે વચનામૃતો."

જુદા જુદા ફિલસુફો, મહાન પુરૂષો, સાક્ષરો-પંડિતો ને જુદા જુદા ધર્મોમાંથી ચુંટી કાઢેલા ગૌહરોનો સંગ્રહ. ૧૪૭થી ૧૬૧

## પ્રકરણ ૧૧ મું.

મા-બાપની સેવા માટે-ધર્મગુરૂઓ શું જણાવે છે? ધર્મપુસ્તકો ઉપરથી નીકળતો સાર, દુન્યાના પ્રસિદ્ધ પહરેજગાર પુરૂષોના મતો વગેરે ૧૬૨ થી ૧૬૭

## પ્રકરણ ૧૨ મું.

"દુન્યાના પ્રસિદ્ધ અંગ્રેજ વિદ્વાનો," "નામાંકીત પુરૂષો," કવિઓ, ફિલસુફો, વગેરે માસ્તરોના વિચારોનો સંગ્રહ. ... ... ૧૭૧ થી ૧૭૬



# પ્રકરણ ૧ લું.

## આજે નજરે પડતો મા-બાપ ને દિકરા-દિકરીનો સંબંધ, જ્યાં જુવો ત્યાં મા–બાપની આજ્ઞાની તરછોડ,–આગળો અજ્ઞાન જમાનો, આજની કેળવણીના ફળો કેવાં છે. ?

"The path of duty is the way to glory."

આ સૃષ્ટિમાં એક નહી પણ હજારો કોમ વસે છે. અને ત્હેઓ જુદા જુદા રીવાજો ને ધર્મ પાળે છે, સર્વ ધર્મમાં ભીન્ન-ભીન્ન જાતની આજ્ઞાઓ હોય છે; અને તેમાં મા–બાપની ભક્તિ અને ત્હેઓની સેવા ચાકરી કરવાનું ફરમાન, અને ત્હેમની દરેક આજ્ઞાઓ પાળવી અને દરેક રીતે મા–બાપના આશિર્વાદ મેળવવાનું હોય છે, કે તેથી આપણે દુન્યામાં દરેક રીતોમાં ને કામોમાં વિવેકીભર્યા-મહત્તા-જાવાળા-મર્યાદાવાળા ને સદ્‌ગુણી-ધાર્મીક યાને દુન્યામાં દરેક રીતોથી આપણો દરજ્જો જાળવનાર નિવડી શકીએ.

આજે માતા પીતાના જેવો પુજ્યપ્રેમ, લાગણી-ભક્તિ-ભાવ ને અંણહદ ઉપકારો વિસરાય યાતો ભુલાય તેમ નથી–તો કયો દિકરો યા દિકરી પોતાની એવી ફરજમાં પાછળ હોય ! ! આજે હિંદમાની અનેક કોમોમાં આગળ કરતા હાલ ઘણાંકો પોતાના માત પીતાને અનેક વાતે કે રીતે માન આપતા નથી, અનેક રીતોથી મા–બાપની આજ્ઞાઓનું પાલણ કરતા નથી અને મા–બાપે કરેલા અસંખ્ય ઉપકારો ભુલે છે, તેથી આ ન્હાનકડું પુસ્તક ખાસ કરી પ્રગટ કરવામાં આવેલું છે.

આજે માબાપનો દરજ્જો દુન્યામાં શું છે ? તે દરેક પુત્ર કે પુત્રીઓએ ખાસ કરી જાણવું યોગ્ય છે. આ સમયમાં ત્હમારા મા–બાપોએ ત્હમોને ઉછરેલા છે–ઉધારેલા છે કેળવેલા છે, અને

દુન્યાદારીના અનેક વહેવારમાં આગળ પાડયા છે, એ શિક્ષણ ત્હમોને ત્હમારા ફરજંદો માટે યાદ રાખવાનું છે, યાદ રાખજો કે ત્હમો ત્હમારા મા-બાપની તાબેદારી ન કરો-ત્હેઓની આજ્ઞા ન માનો ત્હેઓની નીતિ-રીતિ-રૂઢી વગેરે માટેની શીખામણો ન પાળો અને ત્હમો ના-ફરમાન અને નિમકહરામ થાવો પછી ત્હમો સપુત્રો નહી કપુત્રોજ કહેવાઓ.

આજે ત્હમારા બાપનો હક્કો યાને ન્હાનો ધંધો હોય તે કરતા સરમાવો છો કે નહી ? આજે ત્હમારા મા-બાપો નિર્ધન હોય અને ત્હમો શ્રીમંત હોવો તો કંઇક વાતે ને રીતે મા-બાપને તુચ્છકારો છો કે નહી ? આજે મા-બાપ સાથે ફરવા જવા કે પાસે બેસવા કે ત્હેઓની સીખામણો સાંભળવા માટે ત્હમોને બીલકુલ વખતજ મળતો નથી એ ખરૂં છે કે નહી ! આજે નીતિરીતિ ભ્રષ્ટ કરવા-પોષાકનું ઇત્તરપણું દેખાડવા-દુન્યાની દગાખોર રમતો રમવા-ને મોજશોખના સાધનો માટે ત્હમો વખત ફાજલ પાડો છો કે નહી ?

ત્હમારા માબાપે ત્હમોને ન્હાનપણે નીતિરીતિના પાઠો શીખાડીઆ ધર્મી ને નીતિવાન બનાવ્યા, કેલવણી આપી રળતા કીધા. તો આ નાસ્તિક દુન્યામાં ત્હમો માત પીતા સાથે કેમ વર્તો છો ? આજે ખુદ ત્હમોજ અવિશ્વાસુ છો-નાફરમાની ને અનેક રીતે બેદરકાર ને નીમકહરામ જેવાજ નપ્ટજ છો. જ્યારે મા-બાપે ત્હમારી નવજવા-નીમાં ત્હમારી ઉપર અનેક ઉપકાર કર્યા છે, પ્રેમ ને હેતથી ત્હમારી જતન કરી છે તો તેનો બદલો ત્હમો મા-બાપની જઇફીમાં ન વાળો તો કોણ વાળે ? "દિકરા તેજ દોલત" પણ આ દોલત મા-બાપની જઇફીમાં કામ લાગે ત્યારેજ તેની ખરી કિંમત થાય.

ત્હારી માતાએ જ્યાંરે ત્હને જન્મ આપીઓ અને જે કષ્ટ ખમી આ દુન્યાના અજવાળામાં દાખલ કર્યો એ દુઃખ જીંદગીમાં સહન ન થાય તેવુંજ જણાય છે, અને તેનો બદલો તું ૧૦૦ વર્ષો

તુલીક માતુશ્રીની સેવા કરી આપે તો પણ તે થોડોજ છે, માટે હે જન્મ લેનાર એટલું તું જાણજે કે ત્હારી માતાએ ત્હને જન્મ આપીઓ તે ત્હારા કુળના ફાયદા માટેજ, અને ત્હેને દિપાવવા માટેજ છે, પણ જે કુળમાં ત્હે જન્મ લીધો, અને ત્હને મળેલી કુદ્રતી તકો તેં જતી મૂકી, ધર્મના સબબો તેં તજીઆ, મા-બાપની આજ્ઞાઓનું પાલણ ન કર્યું, અને જે ત્હારૂ કર્તવ્ય બજાવવું જોઇએ તેમાં તું ઘણી વાતે ને કામે નિષ્ફળ નિવડયો, તેં ત્હારૂં ઉદાર મન મોટું દિલ સારા ગુણો દેખાડયા નહી, અને જે કીર્તિની આશ ત્હારી તરફથી રાખી હતી તેમાં જે નિષ્ફળતા ત્હારા મા-બાપને મળી છે તેથી આવા પુત્રો કે પુત્રીઓ જીવતા ને મરેલા સરખાજ કહેવાય.

આ દુન્યામાં અનેકો એક બીજા સાથે અડડે છે, મરાય છે, કચવાત કરે છે, એ ગુણ ત્હેઓને કાંઇ કોઇ આપતું નથી, પણ એવી પ્રકૃતિ પોતેજ અખત્યાર કરે છે, અને આવા દુષ્ટ પ્રવેશથી તે પોતાના કુટુમ્બ તરફ પણ દ્વેષભાવ રાખી છેવટે તે પોતાના માતા પીતાની આજ્ઞા પાળનનું ઉલનઘન કરે છે. અને નફ્ત-બેશરમ ને બેમરવત થઇ પોતાના મા-બાપનું રક્ષણ કરવાનું છોડે છે. આવા કપુત્ર કે કપુત્રીથી સંસાર લુલો થાય છે, અને આજે પુષ્કળ ઘરોમાં કંકાસ ચાલુ છે તેનું બાહેરનું કારણ પણ એજ છે. આજે માતા કે પીતાની સેવા કરવી બાજુ રહી પણ માતા-પીતા ઉપર અનેક હુકમો પુત્રો કે પુત્રીઓ તરફથી થાય છે!!! આજે દિકરા કે દિકરીઓની ખામીખુબી માટે આ સ્થળે વધુ બોલવું યા જણાવવું યોગ્ય નથી, કાંકે એ માટેનો આ પ્રસંગ નથી, પણ આજે મા-બાપ દિકરી કે દિકરો દરેકો એકેકના હોકમો બજાવતા રહે, સર્વ પોતાના ઘરોમાં સુખ સંપથી હળીમળી રહે, સર્વ ભાઇ બ્હેનો અને કુટુમ્બ એકેક પ્રત્યેક દરેક રીતોથી પોતાના સારા ગુણો દેખાડતા રહે ને સારી સલાહ આપતાજ રહે, પોતાના કુટુમ્બમાંથી કલેશ કંકાસ દુર કરે ને પોતાના ઘરમાં આબાદી ને આબાદીજ લાવવાનો ખ્યાલ મનમાં રાખે તો ત્હેનું કુટુમ્બ પોતાના કામથી પોતાના કુળને દિપા-

વતાજ રહે, એ મકસદથીજ આ નાનકડું પુસ્તક લખવાની હામ બીડી છેજી કે તેમાં ફતેહ મળવાનો મ્હને સંભવ છે કે નાઉમેદ થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે, તે તો મ્હારા ભલા ને સુજ્ઞ વાંચકવર્ગ અને મ્હારા હિતાર્થી ને મદદગારોના વિચારો ઉપર છે, એથી હવે લગાર દુર થઇ ક્ષમા માગી આપણે આ બાબદની શરૂઆત કરીશું.

---

# પ્રકરણ ૨ જું.

## સંતતિની આવશ્યક્તા-બાળકોનો મહિમા-સંસારમાં તેમનું સ્થાન.

"જનની જણે તો ભક્તજણ, કાં દાતા કાં શૂર,
નહિ તો રહેજે વાંઝણી, વ્યર્થ ન ખોતી નૂર;
વખત ગયો ને નર ગયા, પણ રહિ ગઈ આ વાત,
વંચાશે તે વિશ્વમાં, ધન્ય ધન્ય એની માત."

સ્ત્રી પુરૂષને સંસાર માંડયા પછી સ્વાભાવિક પહેલી ઇચ્છા થાય છે તે બાળક માટેજ હોય છે. માણસને કોઇ સાથ નવી ઓળખાણ કે દોસ્તી પડયા પછી પહેલો સવાલ એ પૂછાય છે કે "ત્હમને કેટલાં છોકરાં છે?" "પણ ત્હમને કેટલું ધન છે" એમ પૂછવું અવિવેકી ગણાય છે.

બાળકો એજ ખરાં રત્ન છે, એ માટે એક વિદ્વાન લખે છે કેઃ—

'गृह रत्नानि बालका'—અસંખ્ય ધન નાશ પામવાથી જેટલું દુઃખ થાય છે તેથી વધુ દુઃખ એક બાળક મરી જવાથી ત્હેનાં મા બાપને થાય છે. ધન પાછું મેળવી શકાય છે, પણ તેજ બાળક પાછું મળતું નથી.

'લેડબ' નામનો જાણિતો ગ્રંથકાર જણાવે છે કે "એક

**મધુર બાળક કુદરતની સોથી મધુરી ચીજ છે.”** એવોજ વિચાર **અવસ્તા**–(યસ્ત ૧૦, ફ. ૬૫) માંથી મળે છે:—

“The gift of sons is as good as the gift of a sovereignty, or of bles's in heaven.”

માણુસ જાતનો વંશવેલો વધારવા કહો કે જગતની હસ્તિ ચાલુ રાખવા સંતતિની જરૂર છે. એક સંતાન કોણુને ન ગમશે? એ માટે કવિ ગાય છે કે—“**વિદ્યા હિનકા હૃદય સૂના–ઓર પુત્ર હિનકા ઘર સૂના.**” એક પુત્રી કરતાં પુત્રની આવશ્યકતા હિંદુ ધર્મ પ્રમાણે વધુ છે, કારણ કે પુત્ર શબ્દ સં. પુ=એક જાતનું નર્ક+तंत्र=તારણુ કરનાર; પરથી નીકળયો છે. જેમને પુત્ર નથી તેમને પુ નર્ક ભોગવવું પડે છે; આથી જે દંપતિ છોકરાં વગર મરણુ પામે છે, તે ખરાં ભાગ્યશાળી નથી, તેમનાથી ખરી વિશ્રાંતિનું સુખ ભોગવી શકાતું નથી.

એવોજ વિચાર જરથોસ્તી ધર્મમાંથી પણુ મળે છે. આતશની નિઆયેશમાં ભણુનાર એક એવા ફરજંદની ખાહેશ રાખે છે કે જે “આંજે બુજેમ” હોવો જોઇએ. આ શબ્દનો અર્થ “તંગીમાંથી છોડવનાર” એવો થાય છે. પહેલવી સરેહમાં આ તંગીને ‘દોજખની તંગી’ જણુાવી છે. આથીજ જરથોસ્તીઓમાં પુરાતન જમાનાથી એવો વિચાર છે કે પુત્ર વગર (ચિનવદ) પુલ ગુજાર થઇ શકે નહીં.

બાળકો ધણી અને ધણીઆણીનાં સુખનો વધારો કરે છે, તેમનાં ઘેરને શોભાવે છે ને સંસારને સુખમય કરે છે. સંતાન વગરનું જીવન શા કામનું? તે માટે **વેદમાં** કહ્યું છે કે “अपुत्रस्य गृहं शून्य”=“જેને પુત્ર નથી ત્હેનું ઘર શૂન્યવત.” ગુજરાતીમાં એને મળતી કહેવત છે કે—

**“સ્ત્રી વિનાની સેજ સુની, અને પુત્ર વિનાનું ઘર સૂનું.”**

“બાળકો એ બુઢાપાનો ટેકો અને જુવાનીનું સુખ છે.”
“બાળકો એ સુખી ઘરની દેવાળ અને ગરીબ ઘરની દોલત છે.”

બાળકોની નિર્દોષતાથી કોણને આનંદ થતો નથી ? કાલિદાસના શાંકુતલ નાટકમાં ભરતજીના મૂખમાં મૂકેલા પ્રેમી શબ્દો–" અરે સિંહ, ઉઘાડ તારૂં મ્હોડું, મારે તારાં દાંત ગણવા છે "–વાંચીને ફ્રાન્સનો ચેઝી નામનો સંસ્કૃત ભાષાનો વિદ્વાન આનંદમાં આવી નાચવા મંડી ગયો.

બાળકો એ સંસારનો સાર છે, કેમકે બાળકો વિના સંસાર ચાલી શકતો નથી. અંગ્રેજીમાં કહેવત છે કે **"બાળકો એ માણસનો પિતા છે."**

હિન્દુઈ પુસ્તક ૯ માં એક ફરમાન છે કે " એક બાપે પોતાનો વંશવેલો જારી રાખવા માટે પોતાની પાછળ એક બેટો મુકી જવો જોઇએ."

# પ્રકરણ ૩ જું.

## બાળ કેળવણી.

### માત પિતાની તે પ્રત્યે ફરજ–વિદ્યાધન સૌથી મ્હોટું ધન.

સંતાનની આટલી બધી આવશ્યકતા છે, ત્યારે ત્હેના કેળવણી પર ધ્યાન આપવાની ફરજ દરેક મા બાપને શિર છે, કારણ કે બાળકને ઉછેરનાર અને કેળવનાર માત્ર માબાપજ છે. કેળવણી વગરનાં છોકરાં દૂષણરૂપ છે જે માબાપો બાળકની કેળવણી પર ધ્યાન આપતાં નથી તે તેમના દુસ્મન ગણાય છે.

**माता शत्रुः पिता वैरी येन बालो न पालितः**
**न शोभते सभा मध्ये हंस मध्ये बको यथा ।।**

"જેમણે બાળકને શીખવ્યું નહીં, તે માતપિતા બન્ને તેના

શત્રુ જાણવાં; કારણકે વિદ્વાનોની સભામાં, ને હંસોમાં જેમ બગલો હોય છે, તેમ શોભતો નથી."

**વંદીદાદ** કેતાબમાં જરથોસ્તી માબાપને કેળવણી આપવાના કામ માટે ખાસ ફરમાન આપ્યું છે, ત્યાં જણાવ્યું છે કે "કોઈ ગરીબને કેળવણી માટે મદદ આપવી એ એક જરથોસ્તી માટે પુણ્યનું કામ છે. વળી પહેલવી **પંદનામામા** લખ્યું છે કે "જો ત્હમારે ત્યાં ફરજંદ હોય તો બાળવયથીજ ત્હેને નિશાળે મોકલાવજો, કારણકે કેળવણી રોશન આંખ મિશાળ છે."

જરથોસ્તી ધર્મપુસ્તકો પ્રમાણે બાળકોની કેળવણી ત્રણ રીતે અગત્યની છે ૧ ટોળા તથા દેશના સામાન્ય લાભ માટે; ૨ બચ્ચાના લાભ માટે, ૩ મા બાપના પોતાના લાભ માટે.

**હીરોડોટસ** જણાવે છે કે **અસલી ઇરાનીઓ** પોતાના દિકરાઓને ૩ બાબદોમાં ખાસ તાલીમ આપતા ૧ ઘોડા પર સ્વારી કરવી ૨ તીર ફેંકવા અને ૩ સાચું બોલવું ત્હેઓ ધારે છે કે જગતમાં સૌથી નામોશી ભરેલી ચીજ જૂઠું બોલવું છે. તેથી ઉતરતી ખરાબ ચીજ કરજ કરવું છે, કારણકે કરજ કરનારને બીજા કારણો ઉપરાંત જૂઠું બોલવાની ફરજ પડે છે."

કહ્યું છે કે "એક બાળકની કેળવણી તેનો ગર્ભ રહે છે ત્યારથીજ શરૂ થાય છે. આ રીતે "બાળકોનો ખરો ગુરૂ માતા છે. માતાના વિચારો અને રહેણી કરણીના સંસ્કારો બાળકના ગર્ભ પર પડે છે, તેની અસર તે બાળકના લોહીમાં આમેજ થાય છે.

**બાળકને માતાનું વળગણ-માતાનું હેત-માતાનો ખોટો લાડ-**

**તેના માઠાં પરિણામ-માતાનો મહિમા.**

**गुरूणां चैव सर्वेषां माता परमको गुरु !**

**" સર્વે ગુરૂઓમાં માતા એ મોટો અને મુખ્ય ગુરૂ છે."**

**નેપોલિયન** કહી ગયો છે કે—"બાળકના નશીબનું કામ માતાનેજ સોંપાયલું છે." મનુસ્મૃતિ પણ એવીજ આજ્ઞા આપે છેઃ—

**नास्ति मातुः समा छाया, नास्ति मातृ समा गतिः**

**नास्ति मातुः समं त्राणं, नास्ति मातृ समा प्रिया.**

"પુત્રને પોતાની માતા જેવી બીજી કોઇ છાયા નથી, માતાના જેવી કોઇ બીજી ગતિ નથી. માતાના જેવું કોઇ પણ બીજું રક્ષણ નથી, અને માતા કરતાં બીજું કોઇ પ્રિય નથી."

બાળક એ માતાપિતાનાં શરીરની પેદાશ છે, બાળક એ માતપિતાના અંતઃકરણનું તત્વ છે, તેમ તે બંનેનાં મનની પ્રતિમા છે. એ માટે **Dr. Trail** કહે છે કેઃ—

"Teach mankind how to parent and then how to educate humanity, and you transform the world."

બાળક જન્મથી મોટું થાય ત્યાં સુધી કુદરતીજ તે માતાની પાસે ગાઢ પ્રીતિથી રમતું રહે છે. આથી વાજબી રીતેજ કહેવાયલું છે કે—"**માતાનેજ હાથ બાળકના નશીબનું કામ સોંપાયલું છે.**"

એક માતા પોતાના બાળકને ખોળામાં લઇ ધવરાવે છે, ત્યારે ત્હેને કેટલો આનંદ થાય છે અને ત્હેણીના મનમાં આશાની કેવી ઉર્મીઓ ઉભરાય છે. માતાના જેવું બાળકની સંભાળ લેનાર બીજું કોઇ નથી. ત્હેના જેવું હિતકારક, ત્હેના જેવી અદ્દભૂત લાગણી દેખાડનાર, ત્હેના જેવો જાતિ ભોગ આપનાર બીજું કોણ છે? કવિરાજ **દલપતરામે** તેથીજ ગાયું છે કેઃ—

**"મહા હેતવાળી દયાળુજ મા તું."**

કહેવત છે કેઃ—"**મા તે મા અને બાકી સઘળા વગડાના વા.**"

**मातृ देवो भवः पितृ देवो भवः आचार्य देवो भव.**

**અર્થ:**—" માતાને દેવ સમાન જાણ; પિતાને દેવ સમાન જાણ; આચાર્ય ( વિદ્યાગુરૂ )ને દેવ સમાન જાણ. "

છોકરાં માટે માને કેટલું બધું વળગણ રહે છે તેનો ખરો ખ્યાલ **Landor** નામના કવિની નીચલી લીટીઓ યથાર્થ આવે છે:—

Children are what the mothers are,
No fondest father's fondest care
Can fashion so the infant heart,—
As those creative beams that dart,
With all their hopes and fears, upon
The cradle of a sleeping son.

છોકરાંના શિક્ષણમાં એક વાત ધ્યાન રાખવી કે ત્હેમને લાડથી બગાડવા નહીં, તેમ ત્હેમની તરફ અત્યંત સખ્ત પણ ન થવું. ત્હેમને એવાં કેળવવાં કે ત્હેઓ નિત્ય સાચું બોલે, ધર્માભ્યાસમાં ચાલુ ધ્યાન આપતાં રહે, ધર્મક્રિયાઓ પર શ્રદ્ધા રાખે, અભિમાન ત્યાગ કરે, દુઃખી, નિર્ધન અને લાચારને દરેક રીતની બની શક્તિ મદદ આપે; પરોપકાર વૃત્તિ રાખી વડિલોને માન આપે, પાપી જુસ્સાને વશ કરી અંતઃકરણને શુદ્ધ રાખે, સત્સંગ કરી અહુરમજદની બંદગી કરે, કે જેથી આવતી મિનોઇ દુનિયાના સુખ માટે રૂડાં કામો કરી પુણ્યનો ઢગલો એકઠો કરે.

અતિશય લાડથી છોકરા બગડે છે તે માટે કહેવત છે કે—
**"વગર ભણ્યો બ્રાહ્મણ બગડે, અને લાડીલો છોકરો બગડે."**

જે માબાપો અતિશય લાડથી પોતાનાં છોકરાંને ઉછેરે છે, ત્હેઓ ખરી રીતે તે છોકરાના હિતાર્થી નથી. એ વિષે **Mrs. S. Wesley** નામની બાનુ લેખકના નીચલા શબ્દો ઘણા અર્થ સૂચક છે.—

" In the esteem of the world, they pass for kind and indulgent, whom I call cruel parents, who permit their

children to get habits, which, they know, must afterwards be broken."

ખાસ કરીને બચ્ચાંની કેળવણી માટે તો ત્હેમની પર જરા પણ લાડ દેખાડવો નહીં, પણ જરૂર પડે તો તે વિષયમાં જરા સખ્ત પણ થવું. કારણ કે **વિદ્યાધન એ બધા ધનોમાં શ્રેષ્ઠ છે.**

એ વિષે **ભારવી** કવિની નીચલી વાત ઘણી ધ્યાન પુગાડવા જોગ છે.—

સંસ્કૃત ભાષાના જાણિતા કવિયોમાં **ભારવી** કવિનું નામ મશહુર છે, એ કવિની સ્ત્રીએ એક દિવસ કવિ પાસ પૈસા માગ્યા. પોતા પાસ કશા પૈસા ન હોવાથી આ કવિયે એક શ્લોક બનાવી આપી ત્હેણીને કહ્યું કે જે કોઇ ૧૦ હજાર રૂપિઆ આપે તેને એ વેચજે. આ શ્લોક એક શ્રીમંતે વેચાતો લીધો ને ત્હેને પોતાની ઘરની દિવાલ પર ટાંગ્યો. આ શ્લોકના લખાણથીજ તે શ્રીમંતે પોતાની સ્ત્રી અને છોકરાના જાન બચાવ્યાં હતાં. આ વિદ્યાની ખુબી માટે તેણે પોતાના ઘર આગળ એક સ્તંભ ઉભો કરી તે પર નીચલી આર્યા લખી રાખી:—

**धन्या विद्या धनिनो नेतर धन धारिणो धनिन**
**तदितर धननियुतैरपि विद्याधन मात्मसात्कुरुत.**

**અર્થ:**—"વિદ્યારૂપી ધનવાળા પુરૂષો પૈસાદાર છે. બીજા ધન રાખનાર પૈસાદાર 'નથી, માટે બીજાં લાખો ધનથી પણ વિદ્યા-ધન પોતાને સ્વાધીન કરો." એથી વધુ વિદ્યાનો મહાત્મ્ય શું હોય? વિદ્વાનો સર્વત્ર પુંજાય છે.

# પ્રકરણ ૪ થું.

## મા બાપની ભક્તિ.

**ભક્તિના ૪ તત્વો—ગુરૂ ભક્તિના હિંદુ વર્ણાશ્રમ ધર્મમાંથી મળતા દાખલા—માતૃ ભક્તિમાં જીવ આપનાર ગણપતિની કથા—હિંદુ પુરાણોની તથા ઐતિહાસિક વાર્તાઓ—શ્રવણ ઋષિનો અનોપમ દૃષ્ટાંત—સત્યવતીની કથા.**

તાબેદાર બચ્ચાંઓ માબાપને કેટલાં વહાલાં તથા ઉપયોગી થઇ પડે છે તે વિષે પુષ્કળ દાખલા દરેક ધર્મમાંથી અને તવારીખમાંથી મળે છે. દુનિયાના બીજા ભાગ કરતાં આર્યાવ્રતમાં માતપિતા તરફ પૂજ્યભાવ ઘણો વધારે જોવામાં આવે છે, તેનું એક કારણ છે જે આ દેશોમાં દરેક ધર્મમાં ગુરૂ અને માતપિતા તરફની ભક્તિભાવનો મહિમા પુષ્કળ ગાવામાં આવ્યો છે.

આ દુનિયામાં મનુષ્યને કુદરતે એવી શક્તિ બક્ષી છે કે જો તે ચાહે તો પોતાની સદ્કરણીથી દૈવી અંશ પણ ધારણ કરી શકે એ વિષે કબિરનો નીચલો દોહરો દરેક બાળકે મનમાં ગોખી રાખી પોતાની જીંદગીના ઉચ્ચ આદર્શ તરફ પોહોંચવાની તજવીજ કરવી જોઇએ છે. કવિ કથે છે કેઃ—

> **પશુકિતો પનિશા ભાઈ, નરકો કછુ ન હોય;**
> **નર જો કરણી કરે તો, નરકા નારાયણ હોય.**

**મા-બાપની સેવા ભક્તિમાં ૪ તત્વો ગુંથવાના છેઃ-**

**(૧) માન ધરાવવું. (૨) પ્રેમ ધરાવવો. (૩) સેવા કરવી. (૪) આજ્ઞા પાળવી.**

**(૧) માન**—(મન-વચન અને કર્મથી) ધરાવવું. મનથી ત્હેમના દોષ મનમાં લાવવા નહિ, ત્હેમની ખામી કાઢવી એ આપણું કામ

નથી એવી શ્રદ્ધાથી વર્તવું. વચનથી ત્હેમને તોછડા શબ્દોથી નહી પણ માન ભરેલા શબ્દોથી બોલાવવાં. માબાપની હાજરીમાં વિનયપૂર્વક બોલવું, બેસવું અને ઉઠવું.

(૨) **પ્રેમ**—વગરનું માન સુકું છે. પ્રેમથી કરેલાં કૃત્યો સારાં અને પૂરેપૂરાં થાય છે. છોકરાંનો પ્રેમ જોઇ માબાપનું મન ઉલ્લસે છે, અને છોકરાં માટે જે શ્રમ ત્હેઓ ઉઠાવે છે તે હલકો થાય છે. પોતાની જીંદગી બહુ ફત્તેહમંદ ન નીવડી હોય, પોતે નિર્ધન રહ્યાં હોય અથવા બીજી રીતે મુશીબતમાં હોય, પણ છોકરાં સ્નેહથી સેવા કરતાં હોય તો ત્હેઓના જીવને બહુ શાન્તિ વળે છે.

(૩) **સેવા**—માન અને પ્રેમ એ ખરાં હૃદયનાં હોય તો તેમાંથી સેવા એની મેળે નીકળવીજ જોઇએ. શું કરવાથી માબાપને તસ્દી ઓછી પડે એની છોકરાંઓએ નિત્ય કાળજી રાખવી જોઇએ. બાળપણમાં માબાપે કેવાં કષ્ટ વેઠીને આપણને ઉછેર્યાં છે, એ વાતમાં કવિ દલપતરામની કવિતા જાણીતી છે—

> **" હતો હું સુતો પારણે પુત્ર નાનો,**
> **રડું છેક તો રાખતું કોણ છાનો,**
> **મને દુ:ખી દેખી દુ:ખી કોણ થાતું ?**
> **મહા હેતવાળી દયાળીજ મા તું "** વગેરે વગેરે.

(૪ **આજ્ઞાપાળન**—છોકરાંઓએ માબાપની આજ્ઞા માનવી. તુરત માનવી, ઢીલ એ અણગમો સૂચવે છે. સઘળી આજ્ઞા આનંદથી માનવી, કારણ કે ત્હમે માબાપનાં છોકરાં છો, ગુલામ નથી. એ આજ્ઞા માનતાં મુસીબતનો વિચાર ન કરો, કારણ કે મુસીબત વિનાનું કામ સૌ કરે છે. મુસીબત ઉઠાવીને કામ કરવામાંજ ભક્તિ સમાયલી છે.

એ વિષે હિંદુશાસ્ત્રોનો **રામચંદ્રજીનો** દાખલો બહુ જાણિતો છે. **કાઉપર** કવિના એજ બાબદના વિચાર દરેક બાળકે ગોખી રાખવા જોગ છે, તે કયે છે કેઃ—

O, welcome guest, though unexpected here,
Who bidd'st me honour with an artless song,
Affectionate, a mother lost so long,
I will obey, not *willingly* alone,
But *gladly*, as the precept were her own.

ગુરૂભક્તિનો મહિમા હિંદુ વર્ણાશ્રમ ધર્મમાં ઘણો વર્ણવ્યો છે. અસલી રાજપુત્રો મહાન ઋષિઓને ત્યાં રહી અભ્યાસ કરતા અને તેના બદલામાં ગુરૂસેવા કરતા આવી ગુરૂસેવાના ઘણા દાખલા પુરાણોમાંથી મળે છે. જે પરથી જણાય છે કે ખુદ પ્રાચિન કાળથીજ ગુરૂઓને પિતા તુલ્ય ગણી ત્હેમની ભક્તિ કરવાનો રિવાજ ચાલુ છે, આ ગુરૂભક્તિમાં **શ્રીકૃષ્ણ અને સુદામાનો** દાખલો મુખ્ય છે.

**સુદામા જાતનો** ગરીબ બ્રાહ્મણ હતો, તે શ્રીકૃષ્ણ સાથે સાંદીપની ગુરૂનો વિદ્યાર્થી હતો ત્હેઓ બેઉ સાથે શીખતા અને ગુરૂની સેવા બને સાથે કરતા હતા, તે એટલે સુધી કે ત્હેઓ તડકા અને વર્ષાદમાં જઇ પોતાના ગુરૂ માટે ઝાડના કાષ્ઠ કાપી તેના ભારા માથા પર ઉંચકી જંગલમાંથી ઘેર લાવતા હતા.

બીજો દાખલો રામ અને લક્ષ્મણનો મળે છે, જેઓ રાજાના પુત્રો છતાં વિશ્વામિત્રના આશ્રમમાં રહી ગુરૂભક્તિ કરતા હતા.

ગુરૂભક્તિમાં સર્વેથી ચઢી જતો એક દૃષ્ટાંત એક ભીલના પુત્રનો મળે છે. દ્રોણાચાર્ય ધનુર્વેદના મહાન અભિયાસી હતા. તેમને ત્યાં ધનુર્વેદ ભણવા એક ભીલનો છોકરો આવ્યો તેનું કુળ હલકું હોવાથી દ્રોણે તેને પોતાનો શિષ્ય કીધો નહી. આથી નિરાશ ન થતાં તે છોકરે વનમાં જઇ દ્રોણની માટીની મૂર્ત્તિ બનાવી, તેની પુજા કરી તેની પાસ અભ્યાસ કરવા મંડયો. આ શ્રદ્ધાથી કીધેલો અભ્યાસ તેનો એટલો તો વધી ગયો કે તે થોડી મુદતમાં અચૂક શબ્દવેધી થયો. દ્રોણને તેની ખબર પડી ત્યારે તેની આવી પ્રેમભક્તિ જોઇ ચકિત થયા અને ત્હેને આશિષ દીધા કે ત્હારા વંશજો પણ સર્વ વિદ્યા જાણનાર થજો. ગુરૂદક્ષણામાં દ્રોણે તેના જમણાહાથનો અંગુઠો માંગ્યો, હવે તીર મારવામાં અંગુઠાની જરૂર તો વિશેષ રહે છે તે

છતાં તે ભિલે પોતાની અનોપમભક્તિ દેખાડી કહ્યું કે "મ્હારૂં મસ્તક આપું તો પણ એનો બદલો વળાશે નહીં તો આ અંગુઠો શા હિસાબમાં ?" એમ કહી પોતાનો અંગુઠો કાપી નાંખ્યો.

આવી કથાઓ હિંદુશાસ્ત્રો પરથી ઘણી મળી શકે છે પણ તે અત્રે લખવી લંબાણ થઇ પડે માટેજ રજુ કરી નથી.

**ગુરૂ સેવાનો** એટલો તો મહિમા હતાં કે ત્હેમને હિંદુશાસ્ત્રમાં પિતા સમાન ગણેલા છે:—

**जनिता च विनेता च यस्तु विद्यां प्रयच्छति ।**
**अन्नदाता भयत्राता पंचैते पितरः स्मृताः ॥**

**અર્થ:**—"જન્મ આપનાર, નિયમમાં રાખનાર રાજા, વિદ્યા દેનાર ગુરૂ, અન્ન આપનાર શેઠ, તથા ભયથી રક્ષણ કરનાર એ પાંચને પિતા કહેલા છે.

**ગુરૂભક્તિ માટે** જ્યારે એટલી જરૂર જણાવી છે તો જન્મ આપનાર માત પિતા તરફની સેવા માટે તો બાળકોએ શું ન કરવું જોઇએ ?

**માતાની** સેવા **માટે જાન આપનાર** ગણપતિની કથા હિંદુ ધર્મમાં પ્રખ્યાત છે. એવું કહે છે કે ગણપતિ જ્યારે પોતાના માતાના હુકમથી બારણે બેસી ચોકી કરતા, ત્યારે તેમના પીતા શિવજી આવ્યા. બાપ દિકરા એકબી જાને ઓળખતા ન હોવાથી ગણપતિએ ત્હેમને અંદર જવા દીધા નહીં, અને માતાની આજ્ઞાને એટલી દૃઢતાથી પાળી કે શિવે છેવટે ત્હેનું મસ્તક ઉડાવી દીધું. અહીં માતાનું હેત પાછું આડે આવ્યું, ને પાર્વતીના અનુગ્રહથી શિવે ત્યાં પડેલુ હાથીનું માથું પાછું ગોઠવી દઇ ત્હેમને પુનઃ જીવતા કર્યા, એટલુંજ નહીં પણ સર્વે દેવતાઓમાં તેમની પુજા પ્રથમ થાય એવો ત્હેનો દરજ્જો કરી આપ્યો. **માતૃભક્તિ** અને **માતૃહેત**નો આ ખરેખરોજ દાખલો છે.

એવીજ બીજી કથા આ ગણપતિ વિષે એ છે કે "એક દિવસ શિવે પોતાના બે છોકરાની ચતુરાઇની પરિક્ષા લેવા ત્હેમને

કહ્યું કે ત્હમારામાંથી જે પહેલો પૃથ્વી પ્રદક્ષિણા કરી આવશે ત્હેને હું સ્ત્રી પરણાવીશ. આ સાંભળી એક બેટો પ્રદક્ષિણા માટે બહાર નીકળી પડ્યો, જ્યારે આ ગણપતિ તો માતપિતાની આસપાસ એક આંટો ફરી વળી ત્હેમને પગે પડી ઉભો અને બોલ્યો કે "પૃથ્વીની પ્રદક્ષિણા કરતાં માબાપની પ્રદક્ષિણાનું મહાત્મ સૌથી વધુ છે. પોતાનો ભાઇ આવે તે પહેલા તો ત્હેઓ પરણી ગયા." એ દેખાડે છે કે **સર્વ તિર્થ, સર્વ ધર્મ અને સર્વ દૈવી પુરૂષો કરતાં શ્રેષ્ઠ માબાપોજ છે.**

તારામતિએ પોતાના પુત્ર રોહિતને ખોવા માટે જે વિલાપ કર્યો છે તેને અસરકારક દાખલો આપણને હરિશ્ચંદની કથામાંથી મળે છે, **માતૃહેતનો** આ એક ઉત્તમ દાખલો છે.

**કોણ કોણ માતા લાયક છે:—**

राजपत्नी गुरोः पत्नि मित्रपत्नी तथैव च ।
पत्नी माता स्वमाता च पंचैता मातरः स्मृताः ॥

**અર્થ—"રાજા ગુરૂ તથા મિત્રની સ્ત્રી પોતાની સ્ત્રીની માતા અને પોતાની મા એ પાંચને માતા કહેલી છે."**

**(ચાણક્ય નીતિ.)**

## મા જેવું બીજું કોણ છે?

બાળકની માંદગીમાં માતાના જેવી જતન બીજું કોણ કરે છે? તે વખતેજ માતાના હેતની ખરી કદર બુઝાય છે. રાત દિવસ ત્હેના બિછાના પર ચિંતાતુર ચહેરે બેસી ત્હેણી પોતાના બાળકની જતન કેવી આતુરતાથી કરે છે. બાળકની તંદરૂસ્તી માટે પોતે કડવા ઔષડ પીએ છે. ત્હેને ઉંઘાતો જોઇ ત્હેણીના મનમાં કેટલો હર્ષ થાય છે, કવિ Campbel તે વિષે વદે છે કે:—

"Sleep, image of thy father, sleep, my boy,
No lingering hour of sorrow shall be thine.
No sigh that rends thy father's heart and mine

Bright as his manly sire the son shall be
In form and soul—"

**લોર્ડ લાંગડેલે** પોતાની માતા વિષે મત આપ્યું કે "કાંટાના એક પલ્લામાં મ્હારી માને બેસાડો અને બીજી બાજુ આખા જગતને બેસાડો તો મ્હારી માવાળું પલ્લું નીચે બેસશે ને આખા જગતનું પલ્લું ઉંચે જશે."

આજકાલના ઉછાંછળા પારસી જુવાનો પોતાનાં મા બાપ તરફ અદબ નથી રાખતા, ત્હેમને ઉપલા શબ્દો પોતાના મનમાં કોતરી રાખવા ઘટે છે, ત્હેમને માટે **Mrs. Pullen** નામની બાનુ લેખકના નીચલા શબ્દો પણ **માતૃહેતનો** ખરો પડઘો પાડનારા છે:—

"Next to the Creator, the mother will have the child's warmest affections; and how warm, how tender, how true are these affections, none but a mother can know. How profound and complete may be the sympathy of a little child, no words can express."

**માતાના હેતનું** માપ જ્યારે એક બાળક પોતાની માતાને હંમેશની ખોઇ દે છે ત્યારે ખરૂં થાય છે, કહ્યું છે કે **"બાપ મરજો કોઈની મા ના મરતી"** મા શબ્દ બોલતાંજ મોંઢું ભરાઇ જાય છે. **"મા એજ મીઠો મેવો છે."**

મા વગરના બાળકો રઝળે છે, માના નામનું રૂદન કરે છે. દુખમાં અને જરૂરીમાં "ઓ માંએ, ઓ માંએ" એવા શબ્દ કુદરતી રીતે બોલે છે, માતાના ગુણ અને હેતનો આ શું થોડો મહિમા છે?

મા વગરના સંતાપનો એક જાણિતા દાખલો **ભક્ત કવિ નરસિંહ** મેહેતાના જીવનચરિત્રમાંથી આપણને મળે છે, ત્હેની પુત્રી કુંવરબાઇની અઘરણી વેળાએ, નરસિંહ મેહેતો નિર્ધન હોવાથી ત્હેની નણંદ અને દિયર ત્હેની ચેષ્ટા કરે છે, ત્યારે તે કુંવરી આંખમાંથી આંસુઓ ખેરવતી બોલે છે કે:—

**"ઘડો ફુટયો રઝળે ઠિકરી, મા મુએ રઝળે દિકરી."**

# પ્રકરણ ૫ મું.

## મા-બાપના ગુણો.

### મા-બાપોએ બાળકો માટે શું કર્યું ?

ત્હેમણે ત્હમને જન્મ દીધો, પાળ્યા, લાડ લડાવ્યા, ત્હમારા સુખ માટે કષ્ટો ભોગવ્યાં અને ત્હમારી પર ચાલુ મમતા રાખી અપાર ઉપકારમાં ત્હમને દાટી દીધાં. "એ ઉપકાર એટલો બધો છે કે આખી જીંદગી સુધી આપણે ત્હેમનાં દાસ થઇ રહીએ, તોપણ તેનો બદલો પૂરેપૂરો વાળી શકાય નહીં." આથી **સઘળા પુત્રોએ પોતાના માબાપની સેવા કરવામાંજ પોતાનું સાર્થક છે એમ સમજવું જોઇએ.** ત્હેમની સાથ વિવેકથી વાતચીત કરી ત્હેમનો પડતો બોલ ઉપાડી લેવો જોઇએ. ત્હેમના કહ્યા વગર ત્હેમના વિચારો જાણી ત્હેમની જરૂરિયાત પુરી પાડવી જોઇએ. ધર્મ નીતિની રાહે ચાલી રોજ માત પિતાને પગે પડવાથી ત્હેમના કરજમાંથી છૂટી શકાય છે. માબાપના ઉપકાર વિષે કવિ **દલપતરામના** નીચલા દોહરા દરેક ઉધરતા બાળકે મોંઢે રાખવા જોઇએઃ—

દોહરા.

**"ડગમગ પગ ટકતો નહીં, ખાઇ ન શકતો ખાજ,**
**ઉઠી ન શકતો આપથી, લેશ હતી નહી લાજ;**
**એ અવસર આણી દયા, બાળકને માબાપ,**
**સુખ આપે દુઃખ વેઠીને, એ ઉપકાર અમાપ;**
**કોય કરે એવે સમે, એ ઘડીએ બરદાસ્ત,**
**આખી ઉંમર થઈ રહે, તે નરનો નર દાસ."**

માબાપે જ્યારે બાળકને ઉછેરવા આટલી બધી સેવા ઉઠાવી છે, તો શું દરેક બચ્ચાંનો ધર્મ નથી કે **"ત્હેમને જીવતાં પાળવાં અને મુવે અજવાળવાં ?**

## મા-બાપનીભક્તિનો ઉત્તમ દાખલો—

### શ્રવણ ઋષિની કથા.

**માબાપની ભક્તિ માટે** શ્રવણ ઋષિનો દાખલો હિંદુ શાસ્ત્રમાંથી મળે છે તે એટલો તો ઉત્તમ નકલ કરવા જોગ, અને ભક્તિમાં સૌથી ચઢીઆતો છે કે તેથી આ ઋષિનું નામ અમર રહ્યું છે. એવો દાખલો યુરોપી, યુનાની કે ઇરાની કોઇબી તવારીખમાંથી મળી શકતો નથી. આ મહાન પુરૂષે **પોતાના અંધમાબાપની સેવા તેમને ઇશ્વર બરાબર સમજી એવી અતુલ્ય ભાવથી કીધી** છે કે આજે પણ ભાવિક હિંદુઓ ત્હેના ઐતિહાસિક સ્થળે ત્હેના ચરણની રજ માથે ચડાવીને ત્હેને નમન કરે છે.

આ મહાન નર અયોધ્યાના **દશરથ** રાજાના વખતમાં જન્મયો હતો. ત્હેના માતાનું નામ **જ્ઞાનવતી** અને પિતાનું નામ **શાન્તનું મુનિ** હતાં. આ માતપિતા બહુ ધાર્મિક મનોવૃત્તિનાં હતાં. **શ્રવણના** લગ્ન **સાવિત્રી** નામની સતી સ્ત્રી સાથ થયાં હતાં. તે પોતાની સ્ત્રીને માતપિતાની તાબેદારી કરવા સદા બોધ દેતો હતો. માબાપ અંધ થયાં ત્યારે શ્રવણ અને તેની બાયડી બંને તેમની સેવા કરતાં પાછળથી ત્હેના સ્ત્રી ઉલટી ચાલવા લાગી તો શ્રવણે ત્હેને મહિરે મોકલી દીધી અને પોતે તે વૃદ્ધ માબાપને એક કાવડમાં બેસાડી તે પોતાની ખાંધ પર ઉંચકીને દેશેદેશ તિર્થયાત્રા કરવા ૧૨ વર્ષ સુધી રખડયો.

આવાં મહાકષ્ટ ૧૨ વર્ષ સુધી ભોગવી તે પોતાને વતન આવી રહ્યો. એક દિવસ ત્હેમને માટે પાણી લેવા શ્રવણ પાસેના સરોવર પર ગયો. શ્રવણ પાણી કાઢે છે, તેટલામાં ત્યાં દૂર **દશરથ** રાજા શિકાર કરવા આવ્યો. ત્હેમણે અંધારામાં કોઇ જાનવરને સરોવર નઝદીક બેઠેલું સમજી ઝેરી તીર ફેંકયો આ તીર શ્રવણને લાગતા તે જમીન પર પડી વિલાપ કરવા લાગ્યો. **દશરથ** રાજાને પોતાની આ ગંભિર ભુલ માલમ પડતા તે ખુબ ભયમાં પડ્યો કે રખેને

આ સાધુપુરૂષના માબાપો શ્રાપ દે: ત્હેણે અજાણ્યુ થએલા આ મહા પાપની વાત તે અંધ માબાપને જણાવી તેમને આ દુઃખદાયક હકિકત સાંભળી જે શોક થયો તેનું વર્ણન કોણ કરી શકે ? પોતાના આવા ભક્તિમાન પુત્રના અકાળ મૃત્યુના સમાચાર દશરથ રાજાને મોંઢે સાંભળી ત્હેઓ બંને બેશુદ્ધ થઇ જમીન પર તૂટી પડયાં. રાજાના ગભરાટનો પાર રહ્યો નહીં. ત્હેઓ બંને છેવટે પોતાના દિકરાની ચિતામાં સાથેજ બળી મુઆ. તેમના શ્રાપથી દશરથને પણ પોતાના છોકરા રામથી વિયોગ થયો, અને વિયોગના અગ્નિમાં ત્હેઓ બળ્યા કીધા અને છેવટે પોતાના પુત્રના ગુણ સંભારી વિલાપમાં ઝુરીઝુરી મરણ પામ્યા.

ધન્ય શ્રવણ ! ત્હારી નિર્મળ ભક્તિ અને ઉત્તમ સેવાને ! આ કેવો અતુલ્ય પ્યાર અને અનન્ય ભક્તિભાવનો દાખલો !

કવિ ક્હાનજી ધર્મસિંહ એજ મતલબથી કથે છે કે:—

### દોહરા.

"કર સેવા પિતુ માતની એજ તિર્થનું સ્થાન,
અન્ય તિર્થ આઘું, અને સમીપ તીર્થ આ જાણ;
ફરિ ફરિ સુખ સઘળાં મળે, મળે ફરી ધન ધામ,
માત તાત જે નહિ મળે, યત્ન થકી કોઇ ઠામ;

### રામ રાજાનો દાખલો.

પિતૃભક્તિનો બીજો દાખલો રામ રાજાનો છે જેણે પોતાના પિતાનું વચન પાલવા સારૂ રાજ્યવૈભવ તુચ્છકારી ૧૪ વર્ષ વનવાસનાં સંકટો ખમ્યાં. પિતાભક્તિનો આ ઐતિહાસિક દાખલો રામાયણની આખી કથા રોકે છે.

### ડામા ઝવેરીની કથા.

પેલેસ્ટાઇનમાં ડામા નામનો એક પ્રખ્યાત ઝવેરી રહેતો હતો. એ કિંમતી ઝવાહીરો રાખતો અને જ્યારે કોઇને ઉંચી જાતનો

માલ જોઇતો ત્યારે તે ડામાને ત્યાં લેવા આવતા. એક વેળા જેરૂ-સલેમના આચાર્યના હારને માટે થોડાક ઉત્તમ હિરાઓ જોઇતા હતા તે લેવા સારૂ ડામાને ત્યાં માણસો ગયા. ડામાએ એમને આવકાર દેઇ બેસાડયા અને સારાસારા હીરા કાઢીને બતાવ્યા, પણ એમાંથી એકે ખરીદનારાઓના ધ્યાનમાં બેઠો નહીં. ડામાએ કહ્યું, "જરા બેસો, હું પાસેના ખંડમાંથી બીજો માલ લેઇ આવું." એમ કહી તેના પિતાના સુવાના ઓરડામાં ગયો. હીરા કાઢવા માટે કબાટ ઉઘાડતા ખડખડાત થવા લાગ્યો, તેથી જરા જાગીને બાપે પાસું ગરડ્યું. આ જોઇને ડામાને થયું કે એમની ઉંઘ ઉડી જશે, તેથી તે હીરા કાઢયા સિવાય પાછો આવ્યો, ને ઘરાકોને કહ્યું, મ્હારા પિતા સુતા છે, અને કબાટ ઉઘાડવા જતાં એ જાગી જાય એમ છે, માટે આપ થોડીવાર રહીને પધારો." ઘરાકોને એમ લાગ્યું કે એની પાસે ઉંચો માલ નથી અને તે માત્ર બહાનું કાઢે છે. તેથી ત્હેઓ નાખુશ થઇને ચાલતા થયા. **ડામાની** પિતૃભક્તિનો એ ઘરાકોને કયાંથી ખ્યાલ હોય !

## ભિષ્મપિતાનો અદ્‌ભુત ભોગ.

**પિતૃભકિતનો** એક બીજો દાખલો હિંદુ પુરાણોમાંથી ભિષ્મદેવનો મળે છે, તે અત્રે ટપકાવી લેવા લાયક છે.

એમના પિતા **સત્યવતી** નામની એક ગરીબ કન્યાપર મોહિત થયા ને તે વેરે પરણવા આતુર બન્યા. કન્યાના પિતાએ પોતાની છોકરીને પેટે અવતરેલા છોકરાનેજ રાજ્ય મળે એવી શરત-થીજ કન્યા પરણાવવા માંગી. રાજા આ સાંભળી ઉદાસ થયો. પોતાના પિતાનું આ દુઃખ જોઇ તે તાબેદાર બેટાએ ત્યાંને ત્યાંજ પ્રતિજ્ઞા લીધી કે "હું કદીપણ રાજ્ય ગ્રહણ કરીશ નહી." પણ આ હકદાર બેટાને ત્યાં બેટો થાય તો તે કદાચ રાજ્યનો દાવો કરે એવી ધાસ્તી તે સસરા દાસરાજે દેખાડી, જેથી આ ભક્તરાજ બેટાએ પોતાના બાપની ઇચ્છા બર આવે એવા હેતુથી બીજી ભયાનક પ્રતિજ્ઞા લીધી

કે "હું જીવીશ ત્યાં સુધી કદીપણુ લગ્ન કરીશ નહીં." આવી વાણી સાંભળી સર્વે ધન્ય! ધન્ય! કહેવા લાગ્યા કે **આવી પિતૃ-ભકિતનો ભોગ કદી જોવામાં કે સાંભળવામાં આવ્યો નથી** પિતૃભક્તિમાં જીવન ગાળનાર આ બેટાનું અસલ નામ **દેવવ્રત** હતું, પણ ત્હેમણે આવી ભિષ્મ=(ભયંકર) પ્રતિજ્ઞા લીધી, જેથી તેમનું નામ "ભિષ્મપિતા" પડયું. કવિ લખે છે કેઃ—

**"જો જીન્હે પિતૃ માતકો, લિયો ન આશિર્વાદ,**
**વ્યર્થ જન્મ તાકો ગયો, નર નહીં સોઇ નિષાદ."** (રાક્ષસ)

કવિ **મોહનલાલ** કથે છે કેઃ—

**ઢાલ શુર સંગ્રામમાં, અંગ સજે જખમ આપ,**
**સંસારે સંગ્રામમાં, એમ ઢાલ માબાપ.**

---

# પ્રકરણ ૬ ઠું.

## કુપુત્રોનો સંતાપ.

**દરેક ધર્મમાં તેમને માટે તિરસ્કાર—લ્યાનતી ફરજંદો માટે અવસ્તાના લખાણો—સદ્દગુણી સંતાનોની ફરજ—ત્હેમને માટે બોધ—તાબેદાર છોકરીઓ કેવી હોવી જોઇએ?**

---

**"શિયાલ બચ્ચાં સો જણે, તે સોએ બિચારાં-**
**સિંહણ બચ્ચું એક જણે, પણ એકે હજારાં."** (કહેવત)

માબાપને દુઃખ દે છે તે પુત્રોને કુપુત્રો કહેલાં છે અને ત્હેમને માટે દરેક ધર્મમાં તિરસ્કાર દર્શાવેલો છે. ઘણાક પારસીજવાનો

પરણ્યા પછી પોતાની બાયડીના ગોલા ગોલામ થઇ જાય છે ને પોતાના બુજાર્ગ માતાપિતાને ડોશી-ધાંખરા-ડોકરો-વગેરે તુચ્છ નામોથી ઓળખાવે છે. પોતાની "સ્ત્રીની પ્રિત પર ભૂત થઇ જાય છે" અને પોતે ઘણું ભણેલા છે એવી ધૂંધ લાવી માબાપનું અપમાન પણ કરવા ચૂકતા નથી, ધીક પડી ! એવા લ્યાનતી ફરજંદોપર એવા ફરજંદો અવતરેલા પણ શા કામના ? કવિ ગંગ એ માટે નીચલો બોધ દે છે:—

**નીર બીન કુપ કહા, તેજ બીન ભૂપ કહા,**
**લચ્છન બીન રૂપ કહા, ત્રીયાકો બખાન્યો;**
**તપ બીન જોગ કહા, જ્ઞાન બીન મોજ કહા,**
**સપૂત બીન પુત કહા, ડુબ્યો કુલ જાણવો.**

તેમણે સમજવું જોઇએ કે માબાપ સમાન બીજું કોઇ શુદ્ધ પ્રેમી, નિઃસ્વાર્થી કે હિતકારક નથી. જેઓ માબાપ તરફ નાફરમાન થાય છે ત્હેમનાં બચ્ચાં પણ તેવાંજ કુપાત્ર નિવડવાનાં. એવાઓ માટે વૃદ્ધ માતાઓની હાય લાગે છે કે-"**ઠાર્યાં એવાં ઠરો વવારૂં, બાળ્યાં એવાં બળજોજીરે.**"

"જે પુરૂષના જન્મથી મા બાપને કલેશ સહન કરવો પડે, તે પુરૂષનું પાયશ્ચિત સેંકડો વર્ષે પણ નક્કી થઇ શકતું નથી." **મનુ સ્મૃતિ.**

એક **શાસ્ત્રી** એ વિષે લખે છે કે "સો મુર્ખ પુત્ર કરતાં એક ગુણવાન પુત્ર વધારે સારો; અસંખ્ય તારા અંધકારને દૂર કરી શકતાં નથી, પણ ચંદ્ર એકલોજ તે અંધકારને હણે છે." કેવા સોનેરી શબ્દો ! બીજી રીતે એવીજ મતલબનો એક કવિનો દોહરો આ છે:—

**એક પરાક્રમી સુત ભલો, નહિ કરિદ્રી અનેક,**
**ભૂંડણ પુત્ર અનેકથી, ભલો સિંહ પુત્ર એક.**

બાળકોમાં ગમે તેવાં મહાન ગુણો અને શક્તિ હોય, પણ

જો ત્હેમનામાં નીતિબળ ન હોએ તો તે ગુણો નકામા છે. તૈમુર અને નાદિર મોટા લડવૈયા હતા, પણ દ્રવ્ય મેળવવામાં ત્હેમણે ન્યાયનો વિચાર કર્યો નહી! રાવણે કામદેવને શરણ થઈ સિતાનું હરણ કર્યું, તેમાં ત્હેનો નાશ થયો. ઔરંગજેબે રાજ્ય લોભમાં પડી પોતાના કુટુંબનો નાશ કર્યો. એ સઘળા વિરપુરૂષો હોવા છતાં, આડે રસ્તે ઉતરી પડવાથી તવારીખમાં નિંદાયા છે.

### આદર્શ ફરજંદો—

સદ્ભાગી સદ્પુત્રો માટે કહ્યું છે કે "જે પુત્ર માતપિતાની આજ્ઞામાં વર્તે છે, તે પોતાના પુત્ર નામને સાર્થક કરે છે." નહીં તો—

"ઝાઝે વરસાદે કણ હીણુ,
અને ઝાઝે છોકરે કુળ હીણુ."

જરથોસ્તી ધર્મમાં આતશ નિયાએસ ભણતી વખતે એક જરથોસ્તી ફરજંદનું સુખ ચ્હાયે છે તે ફરજંદના ગુણો નીચે પ્રમાણે જણાવ્યા છે:—

"ઓ આતશ! તું મ્હને એવું ફરજંદ આપ કે જે જાતિ અક્કલવાળું, કેસ્વર પર રાજ્ય ચલાવનારૂં, અંજુમનમાં બેસનારૂં ઉધરતું, સારી ઇજતવાળું સંકટમાંથી છુટકારો આપનારૂં, પહેલવાન જેવું જોરમંદ કે જે ફરજંદ મ્હારા ઘરને, મ્હારા ખાનદાનને, મ્હારા કસબાને, મ્હારા દેશને અને મ્હારા દેશના ધર્મને આબાદ કરે."

ખરેજ, આથી વધુ ગુણો એક કુળવંત દિકરામાં શા હોવા જોઇએ? સદ્ગુણીપુત્રો માટે એક ઉમદા અરબી કલામ નીચે પ્રમાણે છે:—

"મન અરજા વાલે દયહે હાજ દારયહે"

અર્થ—જેણે પોતાનાં માબાપને રાજી કર્યા ત્હેણે બે જહાંનની નિઆમત હાંસલ કીધી."

ગુજરાતીમાં કહેવત છે કે **"દી વાળે તે દિકરા"** એટલે મા બાપને સારો વખત દેખાડે તેજ દિકરા.

સત્પુત્રોથી પિતાના મનમાં કેટલો બધો હર્ષ થાય છે? પૂછયું કે किं मुष्टं=સર્વેથી મીઠું શું? તો सुत वचन=પુત્રનું વચન ફારસીમાં વળી કહેવત છે કે **"જૌરે પિદર બેહ, અજ મહેરે માદર."** પિતાની સખ્તાઇ તે બાળકના લાભ માટેજ છે, એમ દરેક બાળકે સમજવું જોઇએ.

**વહુ અને સાસુ.**

કુટુંબી કલેશનું એક મુખ્ય કારણ સાસુ વહુના ઝગડાઓ હોય છે. આ એક જૂની વાત છે, તે છતાં પણ હાલની વહુઓ સાસુઓને પોતાની માતા બરાબર ગણતી નથી, અને તેથી ખાસ કરીને પારસી છોકરાઓ માબાપ તરફ નાફરમાન થાય છે. નીતિ શાસ્ત્રીમાં એનેજ મળતો એક શ્લોક છે, જે આજની વહુઓ જેઓ ધણીનું "ઘર અને ધાન ભાગે છે" ત્હેમને સ્મરણ કરવા યોગ્ય છેઃ—

**श्वस्रु श्वुरयो पादौ तोषयन्ती गुणान्यिता ।**

**मातृ पितृ परा नित्यं या नारी सात तपोधनाः ॥**

**અર્થ**:—"જે ગૂણવાન સ્ત્રી સાસુ સસરાની સેવા કરે છે, અને મા બાપની નિત્ય ભક્તિ કરે છે. તે સ્ત્રી તપોધના કહેવાય છે."

આજની વહુઓએ સદ્‌ગુણી થઇ સાસુ સસરા એ ધર્મના માબાપ છે એમ સમજી સાસરે ત્હેમની સેવા કરવી જોઇએ. જે પત્નિ પોતાના પતિનું કલ્યાણ ઇચ્છે છે, ત્હેણીએ તો પોતાના પતિને જન્મ આપનાર તથા પતિનાં સુખદુઃખમાં ભાગ લેનાર પુજ્ય મા બાપ તરફ તાબેદાર રહી પોતાના સંસારને સુખમય બનાવવો જોઇએ. પોતાના સાસુની શીખામણ અમુલ્ય માની ત્હેમની રજા લેઇને સઘળું કામ કરવું ને બહાર જવું, તેમાંજ વહુઓની શોભા વધે છે. બહાર એવું બોલાવા ન દેવું કે "મ્હારી સાસુ મ્હારી પાસ

આખો દિવસ કામ કરાવીને મ્હારા પર હુકમ ચલાવે છે." એવો વિચાર પણ ત્હેમણે મનમાં લાવવો જોઇએ નહીં. ઉલટું એમ વિચારવું કે સાસુ સસરાએ મ્હારા ધણીના સુખ માટે ઘણા દુઃખ ખમ્યાં છે, હવે મ્હારે તેનો થોડો બદલો વાળી આપવો જોઇએ તે માટે ત્હેમણે થોડીક મહેનત કરવી. કહેવત છે કે **"ખમે છે તે ખાય છે"** જે કુળવાન વહુઓ છે ત્હેઓ પોતાના સસરાને પિતા સમાન ગણી ત્હેમણી નિરંતર સેવા કરે છે, ત્હેમની નમ્રતા અને સભ્યતાથી સર્વત્ર આનંદ ભેલાય છે અને બેટાઓ મા બાપ સાથ હળીને રહે છે.

સારી વહુઓ નીવડે તે માટે માબાપોએ પોતાની છોકરીને ઉછેરતી વખત લાયક કેળવણી આપવાની જરૂર છે. ભલી છોડી હશે તેજ ભલી વહુ થઇ શકશે. પુત્ર કરતાં પુત્રી નઠારી હોય તે વધારે બુરું છે, એવી પુત્રી માબાપને લજ્જા પમાડે છે. નઠારા છોકરા કરતા નઠારી છોકરીની હાલત વધુ કંગાળ બને છે, કારણકે છોકરી પરતંત્ર હોવાથી પોતાનો નિભાવ કરવાનું ત્હેને બહુ ભારી પડે છે, ને સાસરીયાંમાં તેવીજ રીતે વર્તે છે તો પોતાના કૂળને લાંછન લગાડયા ઉપરાંત ત્હેણી પોતે હારમાર થાય છે.

## એક નમુનેદાર સ્ત્રી કેવી હોવી જોઇએ. ?

**અવસ્તામાં અઇવિસ્રુથ્રેમ** ગેહમાં **અશોનારીઓની** વખાણ કીધી છે તેમાં એક નમુનેદાર સ્ત્રીમાં શા ગુણો હોવા જોઇએ તેનું નીચલું વર્ણન મળે છેઃ—

**"અશો નારી જે વધારે નેક વિચારવાળી, વધારે નેક બોલવા વાળી, વધારે નેક કામ કરવાવાળી, પુર્ણ રીતે અને યથાર્થ શીખેલી, પોતાના ખાવંદને તાબેદાર, સાચું બોલનારી, તથા ઓ અહુરમજદ તારા નારી શિકલના ફરેસ્તા જેવી-ત્હેને અમો વખાણીએ છીએ."**

આપણી છોડીઓ એવા ગુણવાળી માતા થાએ, તેવી કેળવણી ત્હેમને આપવી જોઇએ. એક છોડીની કેળવણી પુરૂષમાં જે ન્યુનતા

હોય તે પુરી કરનારી (Complemental to the education of the man) હોવી જોઇએ, અને નહીં કે ત્હેણીએ પુરૂષ સાથ હરિફાઇ કરવી જોઇએ. જેમ પુત્ર તાબેદાર જોઇએ, તેમ પુત્રી પણ માબાપને તાબેદાર હોય છે, તો આગળ જતાં ધણીને અને સાસુ સસરાંને તે તાબેદાર રહેતાં શીખે છે. નહીં તો તે જેમ **"જીવેલી ભલી તેમ મુએલી પણ ભલી."**

એક સંત પુરૂષ એ માટે લખી ગયો છે કે "જેમ એક સુકા વૃક્ષને આતશથી બળવાથી આખુ વન બળી જાય છે, તેમ એક નઠારા પુત્રથી આખુ કૂળ પાયમાલ છે."

વળી હિંદુ ધર્મમાં એક ઠેકાણે જણાવ્યું છે કે "**નહીં જન્મેલો, મરી ગએલો** અને **મુર્ખ**—એ ત્રણમાં પહેલા બે સારા, પણ જે મુર્ખ તે સારો નહીં; કારણ કે તે એક એવી ગાયના જેવો છે કે જે દૂઝણી કે ગર્ભિણી થતી નથી; તે જીવે ત્યાં સુધી પોતાના માબાપને બાળ્યા કરે છે!

કુપુત્રો માબાપનું કહ્યું માનતા નથી. આથી મોટપણે ત્હેઓ હેરાન થાય છે. ત્હેઓ માબાપ તરફ અપશબ્દો વાપરે છે, ને તેમને બેવકૂફ સમજે છે. એ વિષે એક ઈંગ્રેજી કવિના શબ્દો ત્હેમણે ગોખવા જોઇએ:—

> "We think our fathers fools, so wise we grow,
> Our wiser sons will no doubt think us so."

**માબાપને નાફરમાન થવાનું કામ બહુ શરમ ભરેલું, નિમકહરામ અને પાપી છે. જેમણે અસહ્ય દુઃખો ખમી ત્હમારૂં રક્ષણ કર્યું ત્હેમના ઉપકારનો અને સેવાનો એ બદલો! જેઓ મા બાપ તરફ માનથી જોતા નથી ત્હેઓ દુનિયામાં પોમાતા નથી. અને ઘડપણમાં ત્હેમના બુરા હાલ થાય છે. ત્હેઓ ગમે તેવાં વિદ્વાન હોએ, ત્હેમણે ગમે તેટલી આબરૂ મેળવી હોય, ગમે તેવાં સખાવતી હોય દાદારની બંદગી કરતાં હોય, તે છતાં મા બાપની સેવા વગર એ સઘળું વ્યર્થ.**

**શેકસપિઅરના** 'કીંગલીઅર' નામના નાટકમાં કપુત્ર માટે નીચલું ધિક્કારવાચક વાકય મળે છેઃ—

"How sharper than a serpent's tooth, it is to have a thankless child."

**બનામે હોરમઝદ** નામની પાઝંદ **સેતાયશમાં** જણાવ્યું છે કે **"કુપુત્ર બહેસ્ત મેળવવા પામતો નથી."**

જેઓ માબાપની આજ્ઞા પાળતા નથી કે ત્હેમની બરદાસ્ત લેતા નથી ત્હેઓ જરથોસ્તી ધર્મ પ્રમાણે દોજખી કામ કરે છે, પણ જેઓ શુદ્ધ ભાવે માબાપની ચાકરી કરી ત્હેમને માન આપે છે, પછી ગમે તેટલા અભણ કે ગાંડા ત્હેઓ કાં નહીં હોય, તો ખચ્ચીતજ ત્હેઓ બંને જેહાંનનું સુખ ભોગવે છે.

એવોજ એક દાખલો રજપૂત તવારીખમાંથી મળે છે કે શુરવીર ચંદ્રસિંહ રાણાએ પોતાના પિતાનું વચન પાળવા માટે ટિલાટપણું ખોઇ દેઇ હલકી પદ્વિ ધારણ કીધી હતી.

## રાજગાદીનો ભોગ આપનાર તાબેદાર પુત્રની વાર્તા.

એક બીજો દાખલો દેસિયસ રાજાના પુત્રનો છે કે જ્યારે રાજાએ તેને રાજ્યગાદી આપવા માંગી ત્યારે તે પુત્ર મર્યાદાથી બોલ્યો કે "હું રાજા થયા પછી પણ ત્હમારો પુત્ર છું એ કદાચિત ભૂલી જાઉં અને મ્હારે હાથે ત્હમારૂં અપમાન થાય તે સારૂં નહીં માટે હું રાજા થયો એમ જણાવવા કરતાં પિતૃભક્તપુત્ર કહેવરાવવાને હું વધારે પસંદ કરૂં છું.

## બાપને સ્વમાન દેખાડનાર તાબેદાર બેટાની વાર્તા.

એક શખ્સને એકજ દિકરો હતો, જેને તે બહુ ચહાતો હતો. તે દિકરો મોટો થઇ કામધંધાથી કમાતો થયો ત્યારે ત્હેના જઇદ બાપ પર કશો ચાહ રાખ્યો નહિ ને ત્હેનું પાલણ પોષણ કર્યું નહીં, એટલુંજ નહીં પણ ત્હેને ઘરમાંથી કાઢી મૂકવા લાગ્યો. બાપે ત્હેને યાદ આપી કે તે ન્હાનો હતો ત્યારે કેવી સખ્તી ખમી તેને લાડ અને સુખમાં ઉધાર્યો હતો. પણ બાપના કાલાવાલાએ તે નિમકહરામ

બેટા પર કશી અસર કીધી નહીં. તે દિકરાને ત્યાં પણ એક દિકરો હતો. તે દિકરાને પેલા બપાવાએ નાચાર થઇ કહ્યું કે "બેટા, મ્હારા બીછાના પરથી ચાદર લાવ કે હું તે લેઇ રસ્તાની એક કોરે બેસી ભીખ માંગું." બપાવાની આવી દુર્દશા જોઇ તે છોકરાને દયા આવી ને રડતો રડતો તે ચાદર લેવા દોડયો. ત્હેનો બાપ ત્હેને સામો મળ્યો, ત્હેને પેલી ચાદર બતાવી તે છોકરાએ કહ્યું "**બાવા આ ચાદર વચમાંથી ફાડો, એમાથી મોટા બાવાને અર્ધી ચાલશે, અને જ્યારે હું મોટો થઈશ ને ત્હમને ઘરમાંથી હાકી કાઢીશ, ત્યારે બીજી અર્ધી કદાચ ત્હમને આપવા કામ લાગશે.**" બાપને આ શબ્દો તીરની માફક લાગ્યા, અને પોતાની સ્થિતિ તે ચેતી ગયો. ઘણો પશ્ચાતાપ કરી પોતાના જઇફ પિતાની માફી માગી અને મરણ પર્યંત ત્હેનું ઘણા હેતથી પોષણ કર્યું.

## જરથોસ્તી ધર્મમાં લ્યાનતી ફરજંદો તરફ દેખાડેલો ધિક્કાર.

જે ફરજંદો પોતાના માબાપને દુઃખ દીએ, હેરાન કરે, ત્હેઓને એબ લગાડે, ત્હેમનાં નામ ડૂબાડે ત્હેમને અવસ્તામાં 'લ્યાનતી ફરજંદ' કહેલાં છે. પુરાતન ઇરાનીઓમાં લ્યાનતી ફરજંદ તરીકે જોહાકનું નામ મશહુર હતું. આથી **યજસ્નેહા ૧૧ માં જોહાકને** મુર્ખાનું અભિધાન આપીને ત્હેના જેવાં ફરજંદોને શ્રાપ સમાન ગણ્યાં છે

**પતેત પશેમાનીમાં** પણ માબાપને આજોરદા કરવાના કામને ગુનાહ ભરેલું જણાવ્યું છે.

## નઠારા ફરજંદો માટે માબાપનો સંતાપ અને વિલાપ.

નઠારાં ફરજંદો માટે માબાપો ઇચ્છે છે કે "અમો આવાં નાલાયક ફરજંદોના માબાપ ગણાવાં કરતાં વાંઝીઆ ગણાતે તે ભલું." ત્હેઓ અફસોસ કરે છે કે આવાં લ્યાનતી ફરજંદો અમારે પેટે ન હતે તો કેવું સારૂં! અને જો જન્મતાં વારજ તે મરી ગયાં હતે તો કેવું નેક થતે! કારણ કે મરી ગએલાંનો શોક થોડો વખત રહીને જતો રહે છે, પણ બદકારફરજંદનો સંતાપ તો ડગલે ને

પગલે થયાજ કરે છે." હ્વેઓ વિલાપ કરે છે કે "અમે એક કુળ-દીપાવનાર ફરજંદ માટે રાત દિવસ દુવાઓ માંગી, હ્વેના જન્મ વખતે ઘણાં કષ્ટ ખમ્યાં, હ્વેને ભણાવવા ગણાવવા પાછલ લોહીનું પાણી કીધું તે શું આ દુખો ને દલગીરી માટે? આ પાપી ફરજંદ કરતાં અમારે પેટે પત્થર કાં નહીં પડયો? આ નાપાક ફરજંદ અમારે કૂખે કાંટા સમાન છે. બીજાઓના નેકફરજંદો આંખને ટાઢક પમાડે છે તો અમારૂં આ નાલાયક ફરજંદ અમારી આંખોમાંથી આંસુ રેડાવે છે."

## પારસી તવારીખનો દાખલો.

### "પાપી ફરજંદો પર ખોદાનો પણ કહેર ઉતરે છે."

સાસાની ખાનદાનનો **કોબાદ બીજો** જે **શીરૂએ** નામે ઓળખાતો, તે એક બદકાર દિકરો હતો, હ્વેણે પોતાના બાપ **ખુસરો પરવીઝને** મારી નાંખ્યો, પણ ખોદાને હાથે હ્વેને શિક્ષા થઇ; આ જબુન ગુનાહ પછી તે ફક્ત ૭ મહિનાજ આ દુનિયામાં જીવવા પામ્યો.

## હીરોડોટસનું મત.

તવારીખનો પિતા **હિરોડોટસ** આ બાબદ પર લખી ગયો છે કે "**પુરાતન ઈરાનીઓ** એવું માનતા હતા કે એક બેટો બાપનું ખુન કરે એ તદન **અકુદરતી** છે. એ કામ કરતું કોઇ જણાતું ત્યારે હ્વેઓ એમ અનુમાન કરતા હતા કે તે ફરજંદ હલાલ જન્મેલું ન હોવું જોઇએ."

આ પરથી જણાય છે કે પુરાતન ઇરાનીઓમાં માબાપ તરફ બેવફાં થવું એ ઘણું નીચ અને ધિક્કારવા જોગ ગણાતું હતું, પણ તેમ કરનારની ખુનિઆદી પર પણ શક લેઇ જવાતો હતો.

દરેક જરથોસ્તી રોજની બંદગી ભણતાં '**અહ્માઇ રએસ્ચ**'ની નાની બંદગીમાં જે જે સુખો માંગે છે તેમાં "**અહ્માઇ આસ્નાઅચિત ફ્રજન્તીમ**" એમ બોલે છે. તેનો **અર્થ** એ **થાય** છે કેઃ-(જે શરોષની આરાધના કરે છે) "હ્વેને જાતિ અકલનું ફરજંદ (ઓ અહુરમજદ) તું આપ."

ફ્રવરદીન યસ્ત પઢનાર પણ એવીજ દુઆમાંગી ફરજંદની તલપ કરે છે.

# પ્રકરણ ૭ મું.

## ભાતૃ ભક્તિ.

### તવારીખમાં નોંધાયલા ભક્તિમાન છોકરાંના દાખલા અને ત્હેઓની વડિલો તરફની ફરજ.

**રસ્કીન** નામનો નામીચો લેખક સદ્દગુણી છોકરા માટેજ ગુણોની ખાસ તલબ કરે છે. તે લખે છે કે " એક સદ્દગુણી પુત્ર નમાનો હોવો જોઇએ, ત્હેણે એમ ન સમજવું કે તે પોતાનાં માબાપને શીખવે ત્હેવો હોશિયાર છે, પણ ત્હેણે એમ સમજવું કે ત્હેનાં માબાપ સઘળું જ્ઞાન ધરાવે છે, '**સ્આદી**' આ વિષે કહે છે કે-" A tree laden with fruit always bends its head downward."

**બીજો** ગુણ તેનામાં વફાદારીનો હોવો જોઇએ. ત્હેણે જાણવું કે ત્હેના માતપિતા ત્હેનું ભલુંજ કરનારાં છે, તેથી ત્હેઓ જે રાહે ચલાવે તે રાહે ચાલવાની ત્હેની ફરજ છે. વળી તે પ્રેમાળ અને સખીદીલનો હોવો જોઇએ. બાળકો એવાં જોઇએ બીજાનો થોડો પ્યાર લેઇ આપણને વધારે આપે ત્હેમણે સઘળી આસપાસની વાતાવરણ પર પ્રીતિ રાખવી જોઇએ, કે જેથી ત્હેઓ આનંદી રહી શકે. આનંદી થવાથી તંદરૂસ્તી વધે છે. જરથોસ્તીધર્મ પ્રમાણે પણ આનંદી થવું એ અહુરમજદની એક સેફત છે. અહુરમજદ યસ્તમાં અહુરમજદને "રફ્નંઘો" બહોળી ખુશાલીવાળો ગણાવેલો છે.

એવા સદ્દગુણો ધરાવનાર ફરજંદોના દાખલા તવારીખમાં નોંધાયલા છે જેમાંના થોડાક અત્રે વર્ણવીશું.—

**સિકંદર પાદશાહ** એશિયાખંડમાં આવ્યો ત્યારે ત્હેના દેશનું સર્વ કામકાજ **મેસીડોનિયા** નામે અમલદારના હાથમાં હતું. સિંકદરની માતા સાથ ત્હેને કંઇ મતભેદ થવાથી ત્હેણે સિકંદર પર લખ્યું કે "રાજકાજમાં ત્હેવણ હાથ નાખતા હોવાથી કેટલીક અવ્યવસ્થા થઇ છે, માટે ત્હેવણને તેમ નહીં કરવા સૂચના કરવી."

સિકંદરે આ વાંચી જવાબ લખ્યો કે " **આવાં હજાર પત્રો જો તું લખશે તો મ્હારી માના આંસુના એક ટીપાથી તે ધોવાઇ જશે." એટલે કે માતાના પ્રેમાશ્રુના એક ટીંપા આગળ ત્હારા હજારો પત્રો રદ છે.**

**ઇરાનના જરથોસ્તી શહેનશાહ ગુસ્તાસ્પના છોકરા અસ્ફંદિયાર** માટે કહે છે કે ત્હેને એક વખત ગુસ્તાસ્પ પાદશાહે કોઇના જુઠા સમજાવવાથી, ગુસે થઇ બંદીખાને નાખવાનો હોકમ કર્યો આ સાંભળી તે અજબ થયો, અને તુરત બંદીખાને જવા હાજર થયો બાપની જરાપણ તે સામે થયો નહીં, કારણકે ત્હેણે કહ્યું કે "મે શો ગુનાહ કીધો છે તે હું જાણતો નથી, પણ મ્હને મ્હારા પેગંબર સાહેબે શીખવ્યું છે કે જે " **છોકરો પોતાના બાપના હુકમથી ઉલટો ચાલે તે ખરાબ છે.** " અગરજો બાપ પોતાના બેટાને બંદિખાને નાંખે, તો દુશ્મન કુલથી વધાવી લે તેના કરતાં ભલું છેઃ માટે મ્હારા બાપના હુકમને માન આપી તાબે થાઉં છું."

## પુત્ર કરતાં પણ પિતા વહાલો.

ઇંગ્લંડનો રાજા પહેલો એડવર્ડ પાલેસ્ટાઇન ખાતે ધર્મયુદ્ધ કરવા ગુંથાયો હતો, તે પ્રસંગે ત્હેના એકનાએક દિકરાના અને થોડે અંતરે પિતાના મરણ સમાચાર ત્હેને મળ્યા. પુત્રનું મરણ સાંભળી ત્હેને સંતાપ થયો, પણ મન મોટું રાખી ગંભિરતાથી તે સહન કર્યું, પણ પિતાના મરણ સમાચાર સમજી ત્હેને ફાળ પડી ને ન્હાના બાળક પેઠે રડવા લાગ્યો. થોડાક દિવસો પછી તેનું કારણ પૂછતાં ત્હેણે ખોલાસો કર્યો કે "**ખોદા કરશે તો મ્હારે ત્યાં બીજો દિકરો આવશે, પણ બાપના મરણથી મ્હને જે ખોટ આઇ છે તે કંઇ પુરાવાની નથી.**

## પિતા માટે જીવ આપનાર બહાદુર બેટો.

**આયર્લંડના એક શેહેરમાં બેકન નામે એક** ખલાસી હતો. ત્હેની સાથ એકજ વહાણમાં ત્હેનો દિકરો પણ કામ કરતો હતો.

આ દિકરો સારી રીતે તરતાં જાણતો હતો. એક દિવસ વહાણમાંથી એક ઉતારૂની નાની છોકરી દરિયામાં અકસ્માત પડી ગઇ, ત્હેને બચાવવા **એકને** પાણીમાં ઝીપલાવ્યું મહામુસ્કેલીએ તે બેટીને પોતાની છાતી પર ઉંચકી લેઇ તે તરતો તરતો વહાણ આગળ આવતો હતો; તેવામાં એક મગરમચ્છ આ ભલા ખલાસીને પુંઠે લાગ્યું, વહાણ પરથી બંદૂકો છોડવામાં આવી, પણ એકબી ગોળી તે મચ્છને લાગી શકી નહિ. એકનનો જાન જોખમમાં હતો. ત્હેને બચાવવા કોઇની હિંમત ચાલી નહીં. તેવામાં ત્હેનો બહાદુર બેટો દરિયામાં કૂદી પડયો ને આ મગરમચ્છના પેટમાં તલવાર ભોંકી દીધી. આ પ્રાણી આથી તે બાપને છોડી પેલા દિકરા પર મંડયું એકન આ અરસામાં તે છોકરીને બચાવીને વહાણ પર ચડી ગયો. તે બહાદુર બેટો આમ તેમ ખુબ તર્યો ને છેવટે વહાણ પરથી નાંખેલું દોરડું પકડવા જાય છે તેટલામાં તે મચ્છે ત્હેના પગ કરડી ખાધા ને પાણીમાં ચાલી ગયું, પાણીમાં સઘળે લોહી લોહી થઇ ગયું તે છતાં તે બહાદુર બેટાએ દરિયામાં ફેંકેલું દોરડું છોડયું નહીં ને છેવટે તેને વહાણ પર અર્ધ મરેલી હાલતે ખેંચી લેવામાં આવ્યો, પોતાના બાપને જીવતો જોઇ આનંદ પામી ત્હેના ખોળામાં માથું મૂકી તે થોડી મિનીટમાં પેલી જહાંનમાં કૂચ કરી ગયો. મરતી વખતે તે બોલ્યો કે **"પિતાજી મ્હારા ધન્ય ભાગ્ય કે ત્હમને આટલી જરા સરખી પણ મદદ કરવાની મ્હને તક મળી, મ્હારી આવાળી** માતાને દલગીર થવા દેશો નહીં. જે પૂરો ભાગ્યશાળી હોય તેજ મ્હારા જેવા સુખી મોતે મરે; માટે બાપ! છેલ્લી સલામ!"

એવા સુપુત્રો મા બાપનાં આશીર્વાદ મેળવી બેહેસ્ત પામે છે, જ્યારે માબાપની આજ્ઞા ન પાળનાર પુત્રનું મન હંમેશા બળ્યા કરે છે, લોકોમાં ત્હેનો ધિક્કાર થાય છે, ત્હેણે પુણ્ય કરેલું વ્યર્થ જાય છે, અને ઘણું દુઃખ ભોગવે છે. માટે મા બાપની કદુઆ કોઇએ લેવી નહીં, કહેવત છે કે **"મા બાપની હાય કદી ખાલી ન જાય."**

## ખાટકી ભગતની કથા.

પૂર્વે મિથિલાનગરીમાં એક જ્ઞાનવંત પારધી રહેતો હતો. એની કીર્તિ સાંભળી એની પાસેથી જ્ઞાન મેળવવા કૌશિક ઋષિ મિથિલા નગરીમાં ગયા. ગામમાં જઇ પૂછયું કે આ ગામમાં ખાટકી ભગત ક્યાં રહે છે? ધાર્મિક અને જ્ઞાની પુરૂષોથી વસેલી મિથિલા નગરીમાં પણ ખાટકી ભગતનું નામ જાણીતું હતું, તેથી ત્હેઓએ એનું ઘર તુરત બતાવ્યું. ઋષિ ખાટકીવાડમાં ગયા અને ત્યાં ખાટકીને મોઢેથી ત્હેમણે બહુ જ્ઞાન સાંભળ્યું. કૌશિક ઋષિને આશ્ચર્યથી સ્તબ્ધ થઇ ગએલા જોઇને ખાટકી બોલ્યો; "મહારાજ મ્હેં તમને અત્યાર સુધી જે કંઇ કહ્યું તે મોંઢે કહી સંભળાવ્યું, હવે હું તમને સર્વ ધર્મનો સાર નજરોનજર દેખાડું, તે ત્હમારી આંખે જોઇ લેઓ." એમ કહીને કૌશિક ઋષિને તે પોતાને ઘેર લઇ ગયો. એક ઓરડામાં ખાટકી ભગતના માતપિતા ભોજન કરી સફેદ વસ્ત્ર પહેરીને એક આસન પર બિરાજ્યાં હતાં. ભગતે પોતાનાં માતપિતાનાં દર્શન કરી તેમનાં ચરણમાં મસ્તક નમાવી *સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા. માતપિતાએ આશીર્વાદ દીધો. +દિર્ઘાયુ થા; ધર્મ ત્હારૂં રક્ષણ કરો."

પછી ભગતે રૂષિને કહ્યું, "મહારાજ ! મ્હારા દેવ કહો, યજ્ઞ કહો, વેદ કહો, જે કહો તે સર્વ મ્હારાં માતપિતા છે. મ્હારી સ્ત્રી, મ્હારો પુત્ર, મ્હારા મિત્રો, સર્વે એમની સેવામાં તત્પર રહે છે. હું મ્હારે હાથે એમને નહવડાવું છું અને જાતેજ હું નિત્ય ત્હેઓને જમાડું છું. હે ઋષિજી ! મ્હારૂં માનવું છે કે જેને કલ્યાણની ઇચ્છા હોય ત્હેણે માતપિતાની સેવા કરવી.

## માબાપ તેજ ભજાનો ગણનાર ભક્તિમાન છોકરાની વાત.

ગુજરાતી હોપમાળાની એક ચોપડીમાં ભક્તિમાન છોકરાની વાર્તા આપણે આગળ વાંચી ગયા કે જ્યારે ત્હેના દેશનો જ્વાળામૂખી

* ભોંયપર લાંબો થઈ સૂઇ જઇ પગે પડયો. + લાંબી જીંદગી ભોગવનાર.

જ્વાળાના પ્હાડ ફાટ્યો, ત્યારે સઘળાં પોતપોતાની માલમિલ્કત લેવાય તેટલી લેઇ નાઠા. આ વખતે બે જવાન છોકરા પોતાની કિંમતીમાં કિંમતી વસ્તુ પોતાના જઈફ માબાપનેજ સમજીને ત્હેમને પોતાની પીઠ પર ઉપાડી દોડયા. જે રસ્તે આ છોકરા ગયા ત્યાં બળતા પહાડમાંના પત્થરો આવ્યા નહીં. આથી લોકો તે બનાવને કુદરતી ચમત્કાર સમજી તે જગ્યા પવિત્ર ગણવા લાગ્યા, અને ત્હેનું નામ "ભક્તિમાનનું ક્ષેત્ર" એવું પાડયું.

એવા એવા પુષ્કળ દાખલા અત્રે ટાંકી શકાય, પણ આ પુસ્તક બહુ વિસ્તૃત થઇ જવાના ભયને લીધે અતરેજ વિરમવું પડે છે.

## ભાઇઓ અને વડિલો તરફની તાબેદારાની અગત્યતા.

માબાપની સેવાના પ્રકરણમાં ઘણા વિષયોનો સંબંધ રહે છે. આગળ વરવહુ અને સાસુ સસરાનો સંબંધ જણાવ્યો, ત્હેની સાથ હવે ભાઇ અને વડીલ તરફનો સંબંધ પણ વર્ણવવો અગત્યનો છે. તાબેદાર ભાઇઓ હોએ તેજ તાબેદાર દિકરા થઇ શકે છે, કારણ કે એક સદ્દગુણી બેટાને પોતાનાં માબાપ તરફ તાબેદાર રહેવાની જેટલી જરૂર છે, તેટલી જરૂર એક ન્હાના ભાઇને વડીલભાઇઓ તરફ સંપમાં રહી કાલજીવંત થવાની છે, અને તેટલીજ જરૂર એક વડિલભાઇની પોતાના ન્હાના ભાઇઓ તરફ ભાતૃભાવ દેખાડવાની છે. એ વિષે એક પંડિતનું આ વચન છે કે:—

"પિતા જેમ પુત્રોનું પાલણ પોષણ કરે, તેમ મોટાભાઇએ ન્હાના ભાઇઓનું પાલણ પોષણ કરવું, અને ન્હાના ભાઇઓએ મોટા ભાઇ તરફ ધર્મ સમજીને પુત્ર તરીકે વર્ત્તવું."

"આપણાથી જે વડિલ હોય ત્હેમના તરફ માન અને તાબેદારીથી વર્ત્તવાની આપણી ફરજ છે."

"બનામે અહુરમઝદ" ના બણુતરમ કહે છે કે:—

"મેહ્‌દોરા પઆજરમ નેકો દારેદ"—

અર્થ:—વડાઓને માનથી સારી પેઠે રાખજો. વળી આદર-બાદના પંદનામામાં નસિહત દીધી છે કેઃ—

"અઝદાહ-મેહ્‌ર્ઈવેહ મર્દ સખુન પુર્સ."

અર્થ:—ઉમરે વડા અને ભલા પુરૂષથી મસલ્લેહત પૂછજો.

હિંદુ શાસ્ત્રોમાં એક ફરમાન આ મૂજબ છેઃ—

"મોટાભાઈની સ્ત્રી ન્હાનાભાઇને માતા સમાન છે, ને ન્હાનાભાઇની સ્ત્રી મોટાભાઇને વહુ બરાબર છે."

આવી લાગણી જ્યારે આપણાં બાળકો, વહુઓ, ભાઇઓ, સાસુઓ વગેરેમાં ઉત્પન્ન થશે ત્યારે આપણો સંસાર તદન સુખમય થશે, અને આ દુનિયાનો ખરો આનંદ અનુભવાશે.

ઉધરતા જવાનોએ એક વિદ્વાનની નીચલી શીખ ધ્યાનમાં રાખવીઃ—

"આપણા વડીલો તરફ પિતા અને માતા જેવો સ્નેહ રાખવો, ત્હેમને માન આપવું, ત્હેઓ કહે તે સહન કરવું, અને ન રૂચે તેવું હોય તો નમ્રતાથી જણાવવું, ત્હેમનું સન્માન રાખવું, મોટી બાબદમાં તેમનું મત લેવું અને ત્હેમના અનુભવનો લાભ લેવો."

એવી રીતે હળીમળીને રહેનારાં ભાઇઓ અને બ્હેનો જ્યાંપણ હોય છે ત્યાં સુખ પંથરાય છે અને જીંદગી લંબાવાય છે.

## ભ્રાતૃભક્તિના દાખલાઓ.

ભાઇ તરફની અનોપમ ભક્તિભાવનો દાખલો રામાયણમાં આવેલી રામ, લક્ષમણ અને ભરતની કથામાંથી આપણને મળી શકે છે. આ કથા ઘણી જાણિતી છે, જે અત્રે લખવાથી ઘણું લંબાણ થઇ પડે. આ કથામાં લક્ષમણ પોતાની આખી જીંદગી રામને અર્પણ કરી ત્હેનીજ સાથ જંગલવાસ ગુજારતો અને રામની પત્નિની પણ ઘણા ઉદાર દીલથી સેવા કરતો. ભ્રાતૃભાવને લીધે આજે પણ "રામ લક્ષમણની જોડ" એવી કહેવત ઘણા વહાલા અને જાની દોસ્તો માટે પડી ગઇ છે.

ગ્રિક તવારીખમાં પણ એનેજ મળતો દાખલો બે દોસ્તોનો મળે છે, જે Demon and Pythias ને નામે ઈંગ્રેજી રૂઢી પ્રયોગમાં જાણીતો છે.

## મોટાભાઇ માટે જાન અર્પણ કરનાર બહાદુર પોર્ટુગીઝ બેટો.

૧૫ મી સદીમાં એક પોર્ટુગીઝ વહાણ તોફાનમાં સપડાયું, તેને બચવાની આશા ન રહી ત્યારે થોડાકોએ એક બોટનો આશરો લેઇ દરિયામાં ઝીંપલાવ્યું, ને હોડી પાણીમાં તણાતી ચાલી અને ખોરાક પણ ઘટવા લાગ્યો. કિનારો હજી દેખાતો ન હોવાથી, ખોરાક વહન ઘટી જઈ ભૂખમરાથી મરી જવાની ચિંતા સઘળાને થઇ. આથી એવું ઠેરવવામાં આવ્યું કે ત્હેમણે સોર્ટી કાઢી તે બોટમાંના ઓછામાં ઓછા ચોથા ભાગને પાણીમાં નાંખી દેવો. આ પ્રમાણે કરવામાં આવ્યું, અને આ ચોથા ભાગમાં ૪ જણાને ભોગ આપવાની તૈયારી કરવી પડી. આ ૪ જણામાંના એકનો એક ન્હાનોભાઇ હતો જે પોતાના વડાભાઇને બદલે પોતાનો જાન આપવા તત્પર થયો. વડાભાઇએ પહેલાં તો ના પાડી, પણ ત્હેણે કરગરી કહ્યું "ત્હમો પરણેલા તથા બચ્ચાંવાળા છો, વળી આપણી ત્રણ નાચાર બહેનો છે, ત્હેને ત્હમો જીવતા હશો તો મદદ કરી શકશો. હું તો હજી કુંવારો છું, તેથી મ્હને મરવા દેઓ."

ન્હાનાભાઇનો આવો અદ્દભૂત સ્નેહ જોઇ વડોભાઇ અજબ થયો, પણ કોઇબી રીતે પોતાને ખાતર ત્હેનો જીવ લેવા તે એકમત થયો નહીં. ન્હાનોભાઇ એકનો બે થયો નહીં ને આખરે પોતાની સર્જતને તાબે થઇ સમુદ્રમાં કૂદી પડયો અને બને તેટલું તરવા માંડયું. તરતાં તરતાં થાકી જવાથી તે હોડીને વળગી રહ્યો, પણ હંકા-રનારાઓએ ત્હેના હાથ પર મારી ત્હેનાં આંગળાને લોહીલુહાણ કરી બોટથી ત્હેને છૂટો કીધો. એથી પણ નહીં ડરતાં, પોતાના જખ્મી હાથો ઉંચા કરી તે હોડીની આગળને આગળ તરવા લાગ્યો. આવો દીલ ઉશ્કેરનારો દેખાવ જોઇ સર્વેનાં મન પીગળી ગયાં. અને સર્વે

એકમત થઇ કહેવા લાગ્યા કે હવે જે બને તે ખરી, પણ આ ન્હાના-ભાઇને બચાવી લેઓ. ત્હેને હોડીમાં ખેંચી લીધો, ત્હેના ઘાયલ થએલા હાથને પાટા બાંધી ત્હેઓ બહુ ઉલટથી હંકારવા લાગ્યા, અને ખોદાની કૃપાથી થોડા વખતમાં ત્હેઓ આફ્રિકા દેશના એક કિનારા આગળ આવી પહોંચ્યાં. ત્યાં ત્હેમને બચાવી લેવામાં આવ્યા. ન્હાના-ભાઇની આવી વફાદારીની વાત સાંભળી સર્વે ત્હેની તારીફ કરવા લાગ્યાં, અને આજ સુધી ત્હેનું નામ તવારીખમાં અમર રહી ગયું છે.

એક પંડિત લખે છે કે "**સુખમાં સુખ ને દુઃખે દુઃખ માનનારો માત્ર ભાઇજ છે.**" આ વચન ખોટું નથી. આજે શ્રીમંત ભાઇ ગરીબ ભાઇઓને હેતથી પાળતો હોય તો પારસી સંસારમાંથી ગરીબાઇના ઘણા પોકાર ઓછા થઇ જાય ને ડગલે ને પગલે ભિન્નભિન્ન જાતનાં ફંડો ઉઘાડવાની જરૂર પડે નહીં. કહ્યુ છે કે—
"**સાંત પાંચકી લકડીને એકકા બોજ.**"

આ વિષે એક કવિ કથે છે કેઃ—

**કડવો હોજો લીંબડો, શીતળ હોજો છાંય,**
**બાંધવ હોય અબોલડે,[1] તોય પોતાની બાંય[2]**

આ દોહરો વાજબીજ છે, કારણકે મા જણ્યો ભાઇ ગમે ત્યાં દૂર હોય તોપણ ત્હેનો ભાઇ તરફનો પ્રેમ દૂર થતો નથી. પ્રેમ જેવી મીઠી ચીજ આટલી સૃષ્ટીમાં નથી પ્રેમથી ભાતૃ-ધર્મ સચવાઇ રહે છે.

## અસલી ઇરાનીઓમાં વડીલો તરફ માન
## પાદશાહ બેહેરામ ગોરનો દૃષ્ટાંત.

માબાપને અને વડાઓને માન આપવાનો કાયદો ઘણો પુરાતન વખતથી ચાલું છે. અસલ ઇરાનીઓમાં અદબ જાળવવાનો ચાલ એટલી હદ સુધી હતો કે માબાપની હજુરમાં બેટાબેટીઓ ત્હેમની રજા મળે ત્યાં સુધી બેસ્તાં નહીં, પણ કલાકો સુધી ખડે પગે ઉભાં

૧. રીસાયેલો, નહીં બોલતો. ૨. આશરો.

રહેતાં. પાદશાહ બેહેરામ ગોર માટે ફિરદોસી લખે છે કે. "હજી તો તે શાહજાદો હતો તે વેળાએ એક દિને રાત્રે ત્હેના બાપ પાદશાહ યઝદેગર્દની હજુરમાં ઉભો રહેતાં તે એટલો તો થાકી ગયો કે અંતે તે ઉંઘના ઝોકા ખાવા લાગ્યો. આ તમાશો જોતાજ પાદશાહે ત્હેને એકદમ કેદખાને મોકલાવ્યો."

ગંજે શાહકાનની પહેલવી કેતાબમાં ૧૨૦ મો સવાલ આ પ્રમાણે પૂછ્યો છેઃ—'અમન ગેરા મીતર ?' ઘણું માન ભરેલું શું ? જ૦ "પતિ રસ્ન-ઇ-ફ્રમાનએ-અબીતર-વ-અમીતર-વ-હરેપત" અર્થઃ—માબાપ અથવા ઉસ્તાદના હોકમને તાબેદાર રહેવું.

---

# પ્રકરણ ૮ મું.

## ધર્મ શું શીખવે છે.

### માબાપને તાબે રહેવાની દરેક ફરજંદની ફરજો વિષે જરથોસ્તી ધર્મમાંથી મળતાં લખાણો, શાહનામામાંથી મળતાં તાબેદાર ફરજંદોના દાખલાઓ.

પેગંબર જરથોસ્ત મારફત અહુરમજદ આપણ સર્વ માણસ જાતને શીખામણ દે છે કે, "આપણે આપણાં માબાપને કદી દુઃખી કરવાં નહીં."

સદર કેતાબમાં લખે છે કે "એકબારગી ત્હમને ત્હમારાં માત પિતાથી દુઃખી કે રંજીદા થવાનો સબબ પણ મળ્યો હોય તો પણ ત્હમોએ ત્હેઓ તરફ બેઅદબ થવું નહીં. જે બાળકોથી માબાપ નારાજ રહે છે, ત્યાં ખુદ અહુરમજદ પણ નારાજ રહે છે. માબાપને રાજી રાખવા વિનાની બંદગી કે ધર્મ ક્રિયા અહુરમજદને અને ત્હેની મિનોઇ શક્તિઓને કબુલ રહે નહીં.

ગાથા ઉસ્તવઈતીમાં ફરમાનબરદાર છોકરાં માટે નીચલો વાક્ય મળે છે:—

"કે ઉઝ્રેમેમ ચેરેત વ્યાનથા પુથ્રેમ પિથ્રે."

**અર્થ**—(ઓ અહુરમજદ! તેં નહીં તો) કોણે બેટાને બાપની સંભાળ રાખવા સાથે પ્રીતિ કરનાર કીધો છે?

**માબાપ તરફ બચ્ચાની ૩ ફરજો. જરથોસ્તી ધર્મ પ્રમાણે.**

**આદરબાદ** **મારેસ્પંદ** નામના મહાન જરથોસ્તી ધર્મ-ગુરૂએ પોતાના ફરજંદો માટે નસિહતના નીચલા શબ્દો કહ્યા છે.—

"પોતાનાં માબાપ તરફ તાબેદાર, ત્હેઓનું કહેલું સાંભળનાર, અને ત્હેઓના હુકમને માનનાર થજે, કારણ કે એક શખ્સ માબાપની જીંદગી સુધી એક સિંહ જેવો છે કે તે જંગલમાં કશાથી બીહતો નથી."

**સદર** કેતાબનો લખનાર જણાવે છે કે "એક વફાદાર ફરજંદની ફરજ છે કે ત્હેણે ત્રણ વખત માબાપ આગળ અદબવાળી ઉભું રહેવું અને ત્હેમને પૂછવું કે "તમારી શી મોરાદો છે તે કહો કે હું તે પ્રમાણે વિચારૂં, બોલું અને કરૂં."

બચ્ચાંની **બીજી ફરજ** માબાપને માન આપી ત્હેમની ફરમાન બરદારી કરવાની છે. તાબેદારીના ગુણ વિષે **દીનકર્દ** વા. ૪ માં કહે છે કે 'ફરજંદની ફરજ બાપની તરફ તાબેદારી અને નમનતાઇથી રહીને બાપનો પ્યાર મેળવવાની, તથા ત્હેમને ખુશ રાખવાની છે."

**ત્રીજી ફરજ** માબાપ તરફની એ છે કે ફરજંદોએ તેમની બરદાસ્ત કરવી. અરદિસુર નિયાએસમાં એક ભણનાર એવું ફરજંદ માગે છે કે જે "ફ્રજંતિશ્ચ પાપરાંમ" (રક્ષણ કરનાર ફરજંદ) હોય.

**શાહનામાની સાહેદ.**

**શાહનામાનાં** લખાણો પરથી જણાય છે કે અસલી ઈરાની પાદશાહોના બેટાઓમાં માબાપની તાબેદારી કરવાનો ચાલ ઘણો ચિવટ હતો. માબાપનો સખુન બર લાવવામાં ત્હેઓ ઘણું માન સમજતા હતા ગમે એવો મોટો માણસ કે ગમે ત્હેવો બહાદુર લડવૈયો

પોતાને જન્મ આપનારને અતિ ચઢિયાતું માન આપતો હતો. ઇરાની પ્રજાઓમાં અતિઘણું માન ધરાવતો લડવૈયો જેહાંન પહેલવાન રૂસ્તમ જેવો પણ, પોતાના માબાપને બહુજ માન આપતો હતો. ફિર્દોસી તે વિષે નીચે પ્રમાણે લખા જાય છે-

"બ નજદીકે રૂદાબહ આમદ પેસર,
બરૂબર નેહાદ અઝ બરે ખાક સર."

**અર્થ:—'રૂસ્તમ પોતાની માદર રૂદાબેની નજદીક આવ્યો અને ત્હેના આગળ ઝમીન ઉપર પોતાનું સર ધર્યું."**

એવોજ દાખલો **સિયાવક્ષ** માટેનો આપણને મળે છે. જ્યારે સોદાબેની શીખવણીથી પાદશાહ કાઉસે **સિયાવક્ષને** આતશની ચેહ-માંથી પસાર થઇ જવાનો હૂકમ ફર્માવ્યો, ત્યારે શિયાવક્ષ બહુજ ગભરાયો, છતાં ઇરાની પ્રજાનો પોતાનાં માબાપના હોકમને માન આપવાના અતિ મજબૂત રેવાજને વળગી રહી, પોતાના બાપના સખુનને માન આપી ધકધકતા આતશમાંથી તે સલામત પસાર થઇ ગયો. ચહેમાંથી પસાર થવા આગમચ સિયાવક્ષના સખુનો આજ હતા, કે **"હૂં મ્હારા બાપના હોકમને તાબે થાઉંછું. જો હું ગુનેહગાર હોઇશ તો કદીપણ આ ચેહમાંથી જીવતો બહાર આવીશ નહીં,"**

રૂઇનતન **અસ્ફંદિયાર** જેવા લડવૈયાએ પણ પોતાના બાપના હોકમની તાબેદારીમાંજ પોતાનો કિંમતી જાન આપ્યો જ્યારે ગુસ્તાસ્પે પોતાના બેટા અસ્ફંદિયારને જેહાંન પેહેલવાન રૂસ્તમને બાંધી લાવવાનો હોકમ કીધો, ત્યારે અસફંદિયાર સમજી ગયો, કે મ્હારો બાપ મ્હને મોતના ડાચામાં મોકલે છે, તે છતાં બાપ તરફની તાબેદારીને સબબે તે બોલ્યો કે:—

**"તોરા અય પેદર મન વકી બન્દહ અમ,
હમહ બારઝૂએ તો પૂયન્દહ અમ."**

**અર્થ:**—"ઓ બાપ હું ત્હારો તાબેદાર ગોલામ છું અને ત્હારીજ ખાહેસ ઉપર ચાલનારો છું."

તે પછી અસપંદિયારે પોતાના બાપને ઘણો સમજાવ્યો કે "તું મ્હને બીજો કાંઇ પણ હુકમ ફરમાવ કે જે હું બજા લાવીશ, પણ લાંબા વખતથી ઇરાની પ્રજાની પોસ્તપનાહી કરનાર અને દુનિયા ધ્રુજાવનાર યોદ્ધાની લડાઇમાં મ્હને રૂસવા ના કર" ઘણી પણ સમજાવત છતાં ગુસ્તાસ્પ નહીંજ સમજ્યો, ત્યારે અસંફદિયાર બોલ્યો કે:—

"વલીકન તોરા મન યકી બંદહ અમ,
બફર્માને રાયત સર અફગંદહ અમ;
હમ અકનૂન બેરાનમ સુએ સીસેતાન,
બફર્માનત અઝ ખુસ્રવે કીન સેતાન."

**અર્થ:**—"હું ત્હારા હોકમ પર સર નમાવેલો એક બંદો છું. તું કીનો લેનાર પાદશાહના હોકમથી હમણા હું સિસ્તાન તરફ જાઉં છું."

મર્હુમ શાયર ફિર્દોસી આપણને શીખામણ આપે છે કે:—

"તો અહદે પેદર બા રવાનત બેદાર."

**અર્થ:**—"તું ત્હારા બાપનાં કોલ અને ફરમાનને ત્હારા જાનની માફક સાચવી રાખ."

વળી માબાપ તરફની બચ્ચાંઓની નાફર્માની માટે એજ શાયેર વધુ જણાવે છે કે:—

"પેસર કૂઝે રાહે પેદર બુગ્ઝરદ,
સેતમગારહ ખાનીમશ કમ બેરદ.
પેદર કઝ પેસર હીચ નાખુશ શુદસ્ત,
બેદાન કાન પેસર તોખ્મા બારે બદસ્ત.
મેયાઝાર હરગેઝ રવાને પેદર,
અગર ચંદ અઝુ રંજત આયદ બસર."

**અર્થ**:—જે છોકરો બાપની રાહરસ્મથી વેગળો જાય છે, ત્હેને આપણે જુલમગાર અને બેવકુફ કહેવો જોઇએ. જે બાપ પોતાના છોકરાથી દુઃખી બન્યો હોય, તો તે છોકરો એક કડવાં ફળ જેવો છે.

તું ત્હારા બાપના જાનને દુઃખી ના કર—પછી અગર તે ત્હારો બાપ તને ગમે તેટલી ઇઝા પુગાડે.

અવસ્તા જમાનાની કન્યાની મોટી મોરાદ એ હતી કે ત્હેમને ત્યાં ફરજંદો થાય. હોમ યસ્તમાં ત્હેણી હોમની ક્રિયા કરી દુઆ ગુજારતાં ફરજંદની વૃદ્ધિ માંગતી

બુઝોરગ ચ મેહેરના પેહેલવી પંદનામાં એક સવાલ એ છે જે વધારે ખુશી કરનારૂં કોણ છે? તેના જવાબમાં કહે છે કે "**એક લાયકીવાળું ફરજંદ અને ધર્મીને તાબેદાર ઓરત.**"

છોકરાંઓની કેળવણીની અસર જેમ છોકરાંઓ પર થાય છે તેમ ત્હેનાં માબાપને પણ તે તેમજ ત્હેમનાં ભલાં કામો અસર કરે છે. તે વિષે **શાયસ્ત લા શાયસ્ત**ના ૧૦ માં બાબમાં જણાવે છે કે "દસ્તુરોએ ફરમાવ્યું છે કે જે ફરજ અને ભલાં કામો એક ફરજંદ બજાવે તે ત્હેના બાપનાં પોતાનાં પણ ગણાય કે જાણે ત્હેણે પોતાને હાથે કર્યાં હોય."

એવુંજ લખાણ ગંજે **શાયગાનમાંથી** મળે છે, ત્યાં ૧૪૩માં જવાબમાં લખ્યું છે જે "બાપ અને માઅને સજાવાર છે કે ત્હેમણે પોતાનાં ફરજંદોને ૧૫ વર્ષની ઉંમર આગમચ સવાબનાં કામો કરવાની કેળવણી આપવી, કારણ કે જે માબાપો પોતાના બચ્ચાંઓને એ મુજબની કેટલીક કેળવણી આપે છે, તે ઉપરથી ત્હેઓનાં બચ્ચાંઓ જે કાંઇ સવાબનાં કામો કરે છે ત્હેનો હિસ્સો માબાપને મળે છે, અને જેઓ એવી કેળવણી આપતા નથી, તે બચ્ચાંઓ જે કંઇ ગુનાહનાં કામો કરે તે ગુનાહ માબાપને લાગે છે."



# પ્રકરણ ૯ મું.

## "મા-બાપની ફરજંદ તરફની ફરજ," "પુત્ર-પુત્રીની મા-બાપ તરફની ફરજ, નીતિ-રીતિ ને કાર્યો." "દરેક માબાપોએ પોતાના ફરજંદો માટે શું કરવું, ને કેવી કેળવણી આપવી" "સંસારને લગતી શીખામણો ને બોધકારક વાર્તાઓ વગેરેનો સંગ્રહ." *

એક નિંમકહરામ દિકરો તે દિકરો, નહીં પણ બાપનો દુશમન સમજવો. એવા ભુંડા દિકરાને વધારવો જોઇતો નથી. એ વિષે સાચા ધર્મ મોએદે એમ કહ્યું છે કે; જ્યારે મા બાપને હલાકી પહોંચાડનારો એક બેટો જો લશ્કરનો સરદાર થાય કિંવા દેશમાં અગ્રેસર થઇ પડે ત્યારે હેના પિતાનો દહાડો બરગસ્તે થાય છે. જે ગુલામ પોતાના શેઠને જો નાફરમાન કે નિમકહરામ થાય તો તેનું માથુંજ ધીમે ધીમે કાપી નાખવું જોઇએ.

× × × ×

બાળકોનાં મન કોરાં કાગળ જેવાં હોય છે. તેના ઉપર આપણે જે લખવા ધારીએ તે લખી શકાય છે. પરંતુ એકવાર લખ્યું તે પથ્થરના લેપ જેવું મજબુત થઇ જાય છે, માટે બાળકોનાં મનની તખ્તી ઉપર જે કાંઇ લેખ કોતરવો તે સંપૂર્ણ વિચાર કરીનેજ કોતરવો. હાલ એને નખે ટુંપી નાંખવો હોય તો તેમ થઇ શકે તેવો છે, પછી તો કોવાડાથી પણ તે છેદવો કઠણ છે. મા-બાપે વૃદ્ધપણામાં દિકરી દિકરા પાસે સેવા ચાકરીની ઉમેદ રાખવી હોય તો નાનપણથીજ તેમને સારી નીતિવાન અને ધર્મિ કેળવણી

* આ પુસ્તકને વધુ રસદાર કરવા માટે, આ પ્રકરણ મ્હારા સ્નેહક મિત્ર અને જાણીતાં સાક્ષર ભાઇજી સો. મ. દેસાઇના "એજ" નામના પુસ્તકમાંથી ખાસ પરવાનગીથી લેવામાં આવેલું છે. એ ભાઇજીની આવી પરોપકારી લાગણી માટે આ સ્થળે હું ઉપકારી છુંજી. "કર્તા"

આપવી. અધર્મિ, અનીતિની, અવિવેકની, ને નાસ્તિક કેળવ-ણીમાં જો બચ્ચાંને ઉત્તેજન આપ્યું તો મોટપણે તે બચ્ચાં મા બાપને પણ ઠોકરે મારે છે, ને ખુદાના ઉપર અવિશ્વાસુ બનવાથી નિમકહરામી, નાફરમાની, અને અપકાર કરવામાં તેઓ નષ્ટ અને નિષ્ઠુર થઇ જાય છે. એટલા માટે ઈંગ્લંડની રાણી એલીઝાબેથના વઝીર લોર્ડ બર્લેએ મરતી વેળાએ પોતાના દિકરાને પાસે-બોલાવીને એવી શિખામણ આપી હતી કે; "દિકરા! ત્હારાં બચ્ચાંઓને કેળવણી આપી નીતિ અને નમ્રતા સારી પેઠે શિખવજે પરંતુ તેમના ઉપર દેખીતો કાંઇએ જુલમ કર્યા વિના તેમને જાહેરમાં શાબાશી આપજે, ને ઠપકો દેવાનો પ્રસંગ આવે તો તે ખાનગીમાં ગુપ્ત રીતે આપજે!" આમ કરશે તો ત્હારાં બચ્ચાં તને માન આપશે.

× × × ×

બાપ જીવતો જાગતો માથે બેઠેલો હોય અને તેનો દિકરો તખ્તનો તલબગાર બને તો એ કરતાં વધારે મૂર્ખાઇભર્યું બીજું કોઇ કામજ હોયજ નહીં. આ ઉપરથી ભોજ રાજાના કંકણ ઉપર કોતરેલી પેલી ચાર આર્યાઓ યાદ આવે છે. ભોજને હાથે પહેરેલાં કંકણની એક બાજુએ લખેલું હતું કે:—'ચંચળ એવી સંપત્તિ છે ત્યાં સુધી ઉપકાર કરી સેવા કરો, જ્યારે વિપત્તિનો ઉદય થશે ત્યારે ઉપકાર કરવાનો ને સેવા ચાકરી કરવાનો તમને અવસરજ ક્યાં આવશે?' એજ ગુજરીની બીજી બાજુએ કોતરેલું હતું કે:—"હે! પુર્ણિમાના ચંદ્ર! હાથમાં સમૃદ્ધિ ને જોર હોય ત્યારેજ ભુવનોને ધવલ કરી લે, કેમ કે આ જગતમાં વિધિ કોઇને પણ એકને એક સ્થિતિમાં રહેવા દેતી નથી." વળી બીજાં કડાંની ઉપર લેખ હતો કે:—"હે સરોવર! તરસાંને તૃપ્ત કરવાનો આજ અવસર છે, જળ તો પાછું સુકાઇ જશે, ને કોઇના ઉપર ઉપકાર કરવાનો તો રહીજ જશે." આ પોંચીની બીજી બાજુએ લખ્યું હતું કે:—"ઉન્નતિ કરનારાળું ભર-તીનું પૂર તો થોડાજ દિવસ રહેવાનું, ને નદીનાં તટ તો સુકાઇ જવાનાં, કોઇને કામ નહીં લાગ્યાનું અને મહા પાપ તો જાવેદાનનું

રહી જવાનું." આપણી પાસે જે ધન કે બળ હોય તે સૂર્ય અસ્ત થતાં પહેલાં હાજતમંદોને અપાયાં નહિ, તો તે ધન અને તે બળ, કોણ જાણી બેઠું છે, કે સવાર પડતાં કોના થશે !

× × × ×

હે બંધુઓ ! બાપ લેખે ઉદાર થાવ ને બેટા તરીકે પણ ઉદાર દિલવાળા ક્ષમાવાન ને સહનશીલ થાવ. જો કે ઉદારદિલની જરૂરિયાત તો દરેક માણસને છેજ. તો પણ જે માણસ કુટુંબનો વડો હોય, સમાજનો અગ્રેસર હોય, દેશનો પાદશાહ હોય, ત્હેણે તો મોટું મન ને ઉદારદિલ રાખવાની ખાસ જરૂર છે. જો એમનાં મન મોટાં ન હોય તો બાપથી દિકરા દિકરીની, અગ્રેસર પ્રમુખથી સમાજના જનોની, અને પાદશાહથી રૈયતની પ્રીતિ, સેવા ચાકરી, ને આજ્ઞાનો અમ્મલ સંપાદન કરી શકાતોજ નથી. ઉદારદિલ વગર ઘરના માણસો બેદિલ થાય છે, સભાજનો તેનાથી વિરૂદ્ધ પડી જાય છે, ને ઘણાંની વિરૂધ્ધ લાગણીથી વ્યવસ્થા સઘળી તૂટી જાય છે. મહત્તા ને વડીલપણું પણ ચાલી જાય છે. તેમજ સહનશીલતાનો ગુણ, ખાસ કરીને આશ્રિત કુટુંબીઓને કે નોકર ચાકરને માટે અથવા સેવા ચાકરી કરનારાંને વિષે નહીં બતાવવાથીજ બેદીલી, નાપરમાની ને નિમકહરામી ઉભી થાય છે. જો ડાહ્યાં દિકરા દિકરીઓમાં પણ એ ગુણ હોતો નથી, તો પોતે બજાવવાનું કર્તવ્ય તેમનાથી બજાવી શકાતું નથી, તેમજ માબાપની પ્રીતિ દિકરાંઓ પણ મેળવી શકતાં નથી, કે નથી નોકર ચાકરો સહનતા વગર ઉપરી અધિકારીની કે શેઠની પ્રીતિ સંપાદન કરી શકતા, પછી સર્વ કોઇ સ્વાર્થ અને તુંડાઇથી ભ્રષ્ટ થાય છે.

× × × ×

બાપ બેટા વચ્ચે, માય ને દિકરી વચ્ચે, એક બીજાંની પ્રકૃતિનો ભેદ સહન ન થવાથી સામ સામે અરૂચિ અને દ્વેષભાવ ઉત્પન્ન થાય છે, જેથી જે કાંઇ પરસ્પર ઐક્યતા અને સંપ હોય છે તે ધીમેધીમે તૂટવા માંડે છે, અને ઘરમાં કજીઆ કંકાસ ચાલુ થાય છે. સંપ તૂટે

છે ત્યારે એક બીજાંનાં મન જૂદાં પડવાથી પરસ્પર એક બીજાંની બદગોઇ ને બદબોઇ ચાલુ થાય છે, પછી ઘરની બૂબો બહાર પ્રસરે છે અને પ્રતિષ્ટા ઘટવા માંડે છે લાજ શરમ ઘટતી જાય છે. ચારે તરફ હિણુપત થાય છે, અને થોડાજ વખતમાં તે ઘરની અને તે કુટુંબની પડતી દશા આવી જાય છે. પછી સૌ સૌના ચાવલ જુદા પાડે. સૌ સૌની ગતમાં લોટે. સૌ સૌના પેચમાં રમે. સૌ પોતાનીજ રોટલી પર ઈંગાર ખેંચે. સૌ સૌના મનથી ડાહ્યાં થાય. એમએમ કરતાંજ કંકાસ વધે છે. કજીઓ થોડો ને ચરસ ઘણી વધી પડે છે. પછી ઘરનો વડો ગમે એવો શાણો દાણો હોય તો પણ ફાટેલા વોહને અટકાવવાને અસમર્થ થઇ પડી, હાથ જોડીને બેસીને તમાશા જોયા કરે છે. બોંતેર ગામની જમાબંદી ને તોંતેરની લવાદી કરે, ને ઘરમાં તો ચોટલા પિંખાય. માટે માબાપ સાથે કંકાસ ન કરો. કુટુંબી કજીઆથીજ જવાન મો'ત નિપજે છે.

× × × ×

ઘરડાં વડાંથી આપણને કહેવામાં આવ્યું છે; કે "મા-બાપનાં પગ તળે બેહેસ્ત છે, દરરોજ તમે જોયા કરો, એક પણ દિવસે ત્યાં તમને સ્વર્ગ જણાશે !" એનો અર્થ એટલોજ છે, કે મા-બાપને તીર્થ સ્વરૂપ માનીને તેમના પગ ઉપર માથું મૂકીને હરદમ તેમને નમતાં રહેવું જેને મા બાપનાં દરરોજ દર્શન કરવાને મળતાં હોય, તેને તીર્થ, યાત્રા, કે પવિત્ર ધામોએ ભટકવાની કશી જરૂરજ નથી. ત્યાંજ તેનું તો યાત્રાનું સ્થળ છે. માટે હે બંધુઓ ! મા બાપને નમે તે પેટ ભરીને જમે; એ વચનને મિથ્યા નહીં સમજો; મા-બાપને નમતા રહો, તેમની અંતઃકરણની ભલી દુવા તમને ગુપ્ત લાભો કીધા વગર રહેશે નહીં. મા-બાપને નમતા રહો, તેમના આશિર્વાદ ફળ્યા વગર રહેશે નહીં.

× × × ×

મા-બાપના પગ હેઠળ બેહેસ્ત છે તે તેમનાં દિકરાં માટે છે, પરંતુ મા-બાપનું બેહેસ્ત પોતાનાં દિકરાંઓના દીદાર ઉપર હોય છે

ત્હેમના દીદાર જોવાથી તેઓને સ્વર્ગ જોવાની ખુશાલી જેવી ખુશાલી લાગે છે. એકવાર થેમીસ્ટોકિલસે કહ્યું હતું કે; "મ્હારૂં બાળક આખી જગત ઉપર રાજ્ય ચલાવે છે !" વડા વજીરે પૂછયું કે, "તે કેમ બને ?" ત્યારે રાજાએ ઉત્તર વાળ્યો; 'જૂઓ ! મ્હારો બાળક બેટો ત્હેની મા ઉપર હાકમી ચલાવે છે. ત્હેની મા મ્હાની ઉપર સત્તા ને અમલ ચલાવે છે. હું એથેન્યનો ઉપર હકુમત કરૂં છું એથેન્યનો ગ્રીકો ઉપર સત્તા ચલાવે છે. ગ્રીકો યુરાપ ઉપર અમલ કરે છે અને યુરોપ આખી દુનિયા ઉપર હાકમી ગલાવે છે. ત્યારે કહો કે; મ્હારો દિકરો આખી પૃથ્વિ ઉપર રાજ્ય ચલાવે છે કે નહીં ?" અર્થાત્ આ દુન્યામાં માબાપ અને બેટા બેટી વિષે મોહબ્બતની જેવી સાંકળ જોડાયેલી છે, તેવી સાંકળ બીજા કોઇપણ પ્રેમમાં હોતી નથી.

× × × ×

મ્હારાં અંતઃકરણને પાસરૂં ચલાવવાની મને બાળપણમાં કેળવણી નહીં મળી, તેથી મ્હારી જવાંનીના ઝરાઓ ઝેરી થઇ પડયા હતા. જે માતા સદ્ગુણોવાળી હશે, તે બચ્ચાંને સદ્ગુણોજ શીખવશે પછી તેન બચ્ચાંઓ તેનો પડયો બોલ ઉપાડી લેવાને આંખના એક ઇસારાનેજ પાદશાહી ફરમાન જેવું ગણુશે. તેમના ઘરમાં નાફરમાની, નીમકહરામી, ને આજ્ઞાનું ઉલ્લંઘન કદિયે દીઠામાં ન આવશે. તેણી હીરાઓ જણુશે, ને હીરાને વળી પાલીશ પણ કરશે અને તે બેમુલાં નંગોની ભારે કિંમત થશે. મિ. ટર્નેજ પોતાની સ્કુલોના રિપોર્ટમાં લખે છે કે; "કેટલાંક મોટાં કારખાનાઓમાં છોકરાઓને નોકરીએ રાખવા અગાઉ ત્હેમની માતાઓની ચાલચલણુ માટે પૂરતી તપાસ કરવામાં આવે છે, અને જો માતા સારી માલમ પડે છે તો બેધડક ત્હેના છોકરાને ઝટ નોકરીએ રાખી લેવામાં આવે છે. ત્હેમના બાપોની વર્તણુકની તો કારખાંનાવાળાઓ જરાપણુ દરકાર રાખતા નથી" આ ઉપરથી સાબીત થાય છે, કે બચ્ચાંઓની વર્તણુકનો આધાર મુખ્યત્વે ત્હેમની માતાઓ ઉપર રહે છે. માટે બચ્ચાંની સેવા લેવી હોય તો માતાએજ બચ્ચાંને સાચવવાં જોઇએ ને બાળકને ઉછેરી

પાળીપોષી. ઉંધારીને મોટાં કરનારી અને પરવરશીની કરનારી છે. હેણી આપણા બાપ કરતાં પણ ચઢિયાતી છે. ખરો આપણો ભેદ ભરમ તો માતાની મહેરબાનીનોજ છે. "One good mother is worth a hundred school masters." **એક સદ્દગુણી માતા તો એક સો મહેતાજી કે સહુંઝ શિક્ષકોના બરાબરની છે."** દિકરી જો માયની વિરૂદ્ધ જઇને પોતાનું દીન ઇમાન તજી બેસે, દિકરી જો બાપને તરછોડીને બેગાના સાથે નિકળી જાય, જ્યમ દિકરો જો મોટો થઇને બાપની પાસે બેસવામાં પોતાનું પ્રેસ્ટીજ ઘટતું માને, તો માત્ર દિકરા દિકરીનોજ વાંક તમે ના કાઢશો. તેહને માત પિતાને પણ દોષ દેજો. જે માબાપોએ પોતાનાં દિકરા દિકરીને સદ્દગુણ શિખવ્યા નથી, તે બાપો અને તે માયોજ તે દિકરાં દિકરીનાં દુશમન સમજવાં. સદ્દગુણની, નીતિ ને ધર્મની કેળવણીની ખેતી કરવાથીજ કુમળાં મગજોની બુદ્ધિરૂપી જમીન સારો પાક આપી શકે છે, એ ખૂબ યાદ રાખજો. As is the mother so is the daughter. **"જેવી મા તેવી દિકરી"** માતા પોતેજ જેવાં માગે એવાં બચ્ચાં નિપજાવી શકે. કહ્યાસરનાં દિકરાં જોઇતાં હોય તો ના-કહ્યાસરની એટલે આજ્ઞાનું ઉલ્લંઘન કરનારી કેળવણી હમે ના આપો, મા પોતાની સેવા કરાવનારાં પુત્ર પુત્રી ઇચ્છતી હશે ત્હેણે કહ્યાગરાં છોરૂ નિપજાવવાને સારૂ, સૈન્યમાં જેવી કવાયદ અપાય છે, તેવી તાબેદારીની કવાયદ બચ્ચાંને આપવી. માની ઇચ્છા હોય તે, સ્વર્ગ સમી લેખાય; માટે તેના પગ તળે, આખું સ્વર્ગ દેખાય. પરંતુ માબાપજ જો પાધરા ના હોય, ત્હેઓજ છકેલ ને છટેલ હોય, ત્હેઓજ જો દીન ડુબાઉ-દેશ ભુલાઉ-ને ખુદા વિસરાઉ હોય તો પછી ત્હેમની સેવા તેજ ધોરણ ઉપર દિકરાંઓ કરવાનાં. ત્હેઓ નાસ્તિક ને સ્વછંદી નિકળવાનાંજ. ત્હેઓ રસ્તે ચાલતા ઢેડભંગી સાથે પણ નિકળી નાસતાં શરમાવાનાં નથી આવાં કછોડાં ને કંફાડાં દિકરા દિકરી બટ્ટો લગાડીને એકવાર નાક લઇ ચૂકયાં, પછી કપાળ કુટવું કે કટ. આબે-રૂ એકવાર ગયું

તે ગયું. પછી અફસોસ કરવામાં શો અર્થ ? એક પારસી કવિનું વચન છે કેઃ—

**"ધાસ છડીને ફુલ રહ્યું તો તે ચાહીને હાંસીલ શું ?**
**ફુલ છતે નહીં પાન મળે તો તોરો બાંધી હાંસીલ શું ?**
**ઝાડ છતે નહીં પાન મળે તો ઝાડો રાખી હાંસીલ શું ?**
**નંગ જતાં નંગ ખોલ નહીં તો તેવે જડવે હાંસીલ શું ?**
**આશ ગઇ રહી જાય અહીં તો તેમાં પડવે હાંસીલ શું ?**
**આબ ગયું એતાબ કરી તો છાપ જુવેથી હાંસીલ શું ?"**

× × × ×

એક જર્મન પોર્ટરે પોતાના દિકરાને એટલુંજ શિખવી રાખ્યું હતું કે, "ગમે એમ થાય, જીવ જતો હોય તોપણ મ્હારી આજ્ઞા ત્હારે પાળવી મ્હારો હુકમ નહીં માનીશ તો ત્હારો પ્રાણ લઇશ !" આ શિક્ષણ તેને બચગાથીજ સચોટ મળેલું હોવાથી એક દિવસે બે આગગાડી એક બીજાની સામેથી આવતી હતી. તે વેળાએ પેલો પોર્ટર એક ગાડીને એક પાટા ઉપર અને બીજીને બીજા પાટા ઉપર લાવવા માટે ખસેડવાનો હાથો લઇને ઉભો હતો. ત્હેણે સામે જોયું તો પોતાનો પેલો દિકરો સામા પાટા ઉપર રમતો હતો. પોતાનું કામ પડતું મૂકીને દિકરાને બચાવવા જાય તો ગાડી ઉંધી વળી સઘળા ઉતારૂઓના જાન જાય, કેમકે બન્ને ગાડી અથડાઇ પડે છે ! છોકરાને ખસેડવા ન જાય તો તે કચડાઇ જાય છે ! એવું જોઇને તે બોલ્યો; "મ્હારો છોકરો મરી જશે તો કાંઇ ચિંતા નહીં, પરંતુ હજારો માણસને હું મરવા દઇશ નહીં, હું મ્હારી બન્ને ફરજ બજાવીશ !" આમ બોલી પાટો ખસેડવાનો ડાંડો પકડીને મોટા અવાજથી પોતાના છોકરાને હુકમ કીધો કે; 'દિકરા ! પાટાની વચમાં સુઇ જા પાટાની વચ્ચો વચમાં સુઇ જા !" બાપની આજ્ઞા પાળવાનું શિક્ષણ તેને મળેલું હોવાથી તુર્તજ તે સુઇ ગયો, અને તુર્તજ ત્હેના ઉપરથી ગાડી સડસડાટ ચાલી ગઇ, અને છોકરો બચી ગયો ! જુ બાપની

આજ્ઞા પાળવાથી જીવ જતો પણ બચે છે. કુમળાં ઝાડને જેમ વાળીએ તેમ વળે છે; માટે દરેક બાપે જાણવું જોઇએ કે બાળ વયથીજ બાળકોને લાડ લડાવવા કરતાં સદ્દગુણોથી વાળી રાખવાં, કાંકે બાળપણની છાપ ભુસાતીજ નથી. બાળપણમાં સંસારનું જેટલું શિક્ષણ બાળકો લે છે એટલું મોટપણે લેતાં નથી. માટે મા બાપોએ આખર અવસ્થામાં કહેણુસરનાં દિકરા દિકરી બનાવવાં હોય તો હમેશાં પગમાંનું ખાસડું પગમાંજ રાખવું. ઉમ્મરે પહોંચ્યા પછી મેળવેલી અક્કલ કરતાં ન્હાની ઉમ્મરે મેળવેલું શિક્ષણ ત્હેમના જીગરમાં ચોંટી રહે છે–પુત્રનું પાંચ વર્ષ સુધી લાલન પાલન કરવું, દશ વર્ષ સુધી કેળવણી આપવી, અને સોળ વર્ષનો થાય ત્યારથી ત્હેની સાથે મિત્રની પેઠે વર્તવું. લાડ લડાવવાથી ઘણી હાનિ થાય છે, અને કરડો ડોળો રાખી કેળવણી આપ્યાથી ઘણો લાભ થાય છે. માટે પુત્રને તો પાંચજ વર્ષ લાડ લડાવવા.

× × × ×

એમ કહ્યું છે કે; જે બેટો પોતાના બાપને દુઃખી કરે છે તે બેટાના ઉપર ત્હેના છોકરાં તેથી પણ વધારે દુઃખો પાડી ખરાબી કરે છે. પાંદડાંનું પાલન કરનાર રસ જ્યાં સુધી ઝાડમાં સલામત હોય છે ત્યાં સુધી પાંદડાં તે ઝાડનાં સગાં વ્હાલાં થઇને વળગી રહે છે, પણ જેવો રસ ખૂટ્યો કે શિયાળાની કકડતી ઠંડીમાં ઝાડને નાગું ઉઘાડું થરથરતું મૂકીને પાંદડાં એક પછી એક ખરતાં જાય છે. એજ મુજબ મા-બાપની પાસે માયા પુંજી હોય છે ત્યાં સુધી ત્હેમનો રસ નઠારાં દિકરાં ચુસ્યા કરે છે, પરંતુ જ્યારે મા બાપનાં ખીસાં ખાલી થવા લાગે છે ત્યારે દિકરા દિકરી જુદાં ઘર માંડવા તૈયાર થઇ જાય છે, મા બાપ જ્યારે ગરીબ હાલતમાં કે અશકિતમાં આવે છે ત્યારેજ ખરા સપુતો અને કપુતોની પરિક્ષા થાય છે. સુખી ને સંપીલો સંસાર, વગર સ્વાર્થે કે સ્વાર્થે મા બાપની જે ઘરમાં સેવા થતી હશે ત્યાંજ જણાશે. આ સંસાર સઘળો સ્વાર્થિ છે સૌ કોઇ પોતાના સ્વાર્થ માટે સગાં વ્હાલાં થાય છે, ને સ્નેહી કહેવાડે છે, પણ જે કોઇ

પોતાનો સ્વાર્થ સાધ્યા વગર સગાં સંબંધી થઇ દુઃખની વેળાએ અંગી થઈ મદદ કરે ત્હેમનોજ પ્યાર તે ખરો પ્યાર છે

× × × ×

આરબ લોકોના પેગમ્બરનું એવું ફરમાન છે કે, "હે બેટા! ત્હારા બાપની હાય ત્હારા જીવને નુકશાન પુગાડશે જો એક બાપ પોતાના પુત્રથી નારાજ થયો હોય તો તું નક્કી માનજે, કે તે પુત્ર જેવું એક ભુંડું કડવું ફળ છે, તેવુંજ તેનું બીજ પણ કડવુંજ નિપજશે. જો ત્હારા પિતાશ્રીથી ત્હારા ઉપર ગમે એવું પણ દુઃખ પાડવામાં આવે તોયે તું ત્હેના જીવને સંતાપી રંજીદા ના કરતો! બાપની ચાલ સામે ના જોતો પણ ત્હેના હાલ સામે તું જોજે "તોખન તજે **ન તોખમી, નેક તજે ન ખવાસ, ભાગે પણ કુવો ભુઓ, બુજવે સઉની પ્યાસ."** માટે, "જન્મ લૈ જગતમા બજાવો ફરજ, બુરી બસ બદીના બની બેગરજ." ગમે એવાં નાલાયક દિકરાં દિકરી હશે તોયે ત્હેમનાં બચ્ચાંને દુઃખી થએલાં જોવા ત્હેમનાં મા-બાપ ચ્હાતાં નથી. પરંતુ દિકરાંઓ તો ગરજ સરી કે મા બાપ તરફની ફરજ ભુલી જાય છે. **"હેત નકામું હું નનું. પીડ પડશે ઉડી જાય; સચ્ચી પ્રિત તો લોલ તણી, જગ સંગ ન સુકાય."**

ઇંગ્લાંડના રાજા હેનરી અને મેટીલ્ડાને પેટે એક પુરો બેટો વિલ્યમ પેદા પડયો હતો તે વહાણની ભયંકર સફરે જવા નિસર્યો ત્યારે મા-બાપે ત્હેને હાલ તુર્ત સફરે નહીં જવાની સલાહ આપી. સલાહ માનવા વિના તે સફરે ગયો ને ડુબી ગયો. આ સમાચાર સાંભળી ત્હેનો બાપ એટલો તો ગમમાં ગીરફતાર રહ્યો, કે તે જીવ્યો ત્યાં વેર આખી જીંદગી સુધી કદી પણ હસ્યોજ નહીં! મા-બાપને ગમે એવાં કફોડાં બેટા બેટીનું લાગ્યા વગર રહેતુંજ નથી.

× × × ×

જે કોઇ ગ્રહસ્થ હશે તેમણે પોતાનાં મા-બાપને સક્ષાત પ્રત્યક્ષ ઇશ્વર સ્વરૂપના માનીને દરેક રીતે હરદમ ત્હેમની સેવા ચાકરી કરવી.

એ સેવાનું ફળ મળેજ મળે. આપણે બાળપણમાં હોઇએ છિયે ત્યારે માવતરનો પ્રેમ જેવો પ્રેમ આપણને એકે લાગતો નથી. જ્યારે પરણીને માત્ર એક રાત પોતાની સ્ત્રી સાથે રહ્યા, એટલે હેણીનો પ્રેમ ઘણી અધિક લાગવા માંડે છે; પરંતુ માવતરનો પ્રેમ અંતરમાં જડ ઘાલેલો હોવાથી આપણી સ્ત્રીના અંતરમાં તેવોજ પ્રેમ જડ ઘાલવા માટે તેટલાજ લાંબા વખતની જરૂર રહે છે, ઘણા બેટાઓનો અખંડ પ્યાર પોતાની માતા તરફ હોવા છતાં બાયડી પરણી લાવ્યા પછી હેણીના માત્ર એકજ રાત્રિના પ્રસંગથી ઘણા દિકરાઓ માતાને દુઃખી કરવા મંડી જાય છે. સ્ત્રી જાતિમાં અદેખાઇ એ મહા મોટું લાંછન રહે છે. જેમ ચંદન જુનું થતું જાય છે તેમ તેમ તેમાં અધિક સુગંધી આવતી જાય છે, તેમજ જેમ જેમ મા બાપ વયે પહોંચે છે તેમ તેમ હેમનું હેત ને માયાળુપણું તો અધિક વધતુંજ જાય છે. સર વોલ્ટર સ્કોટ પોતાના બાપને બહુજ માન આપતો હતો, અને બાપની સેવા ઉઠાવવામાં તથા હેના હુકમ વિના કાંઇ પણ કામ નહીં કરવામાં, પોતાનું કલ્યાણ સમજનારો હતો. એક પ્રસંગે ભારે તોફાનના પ્રસંગે તે બાપની રજા વિના કુદરતનો મહિમા જોવાને બહાર નિકળી પડવા માટે પાછળથી બહુ પસ્તાયો હતો. કવિ કહે છે તેમ માયની માયા કરતાં બાપની માયા પણ કાંઇ ઓછી હોતી નથી.

× × × ×

દિકરાઓ ! હમારી મા તે મા, ને બીજાં તો વગડાના વા. દિકરીઓ ! હમારા બાપ તે બાપ, ને બીજા તો સાકર-છુરીના કાપ જગતમાં જે ઉપકારો હમારાં મા બાપે કર્યા છે હેવા ઉપકારો કરનારાં તો બીજાં કોઇથી નાજ થવાય. એટલા માટે મા બાપની જેમણે સેવા ના કરી, જે દિકરા દિકરીએ નાફરમાન થઇ મા બાપનો હુકમ ના ઉઠાવ્યો, જે છોકરાં કૃતઘ્ની નિવડ્યાં, તે દિકરાંને કુદરત પણ કદી હાર દેતી નથી, હજારો લડવૈયાઓની સામે જે જંગ-બહાદુર જોદ્ધા નમણું આપતા નથી, હેજ જોદ્ધાઓ મરકટ સરીખાં મા બાપને નમણું આપવા તૈયાર હોય છે. પરંતુ જે દિકરાં પોતાનાં બાપનાં

થતાં નથી તે માયના ગુણો પણ જાણતાં નથી, ને જગતમાં સર્વદા અપકારીજ નિવડે છે.

× × × ×

વર્ષો ગુજરી ગયાં પણ ત્હારા બાપની કબર આગળ તું એક પણ વાર ગયો નથી. તેં બાપની પાછળ જેવી ખેર ખેરાત ને સખાવત કરી હોય તેવીજ ત્હારી પાછળ તું ત્હારા દિકરાથી પણ ઉમેદ રાખજે. યાદ રાખજો બેટાઓ! મા બાપ સાથે કુસંપ કરશો તો ખુદા ત્હમારી સાથે સંપીલા રહેશે નહીં; અને વળી, જહાં સંપ તહાં સંપતિ જહાં કુસંપ તહાં વિપત્તિ નિદાન જ્યાં સંપ છે ત્યાં નાના પ્રકારની સંપત્તિ છે, જ્યાં કુસંપ છે ત્યાં તો વિપત્તિઓજ છે. જ્યાં બાપ સાથે દિકરો સંપમાં હોય છે ત્યાંજ તે બાપીકા હુનર શિખી શકે છે. દિકરો કુસંપ રાખતો જણાતાં કિમ્યો જાણનાર પિતા ત્હેને કિમ્યાનો હુનર શિખવતો નથી. એટલા માટે એક લેખકે કહ્યું છે કે;

"એક ડાહ્યા અને પ્રમાણિક બાપ પાસેથી આપણને જેટલું શીખવાનું મળે છે તેટલું એકઠા થયેલા સઘળા માસ્તરો પાસેથી પણ મળતું નથી બાપ પોતે એક સૌથી સરસ અને સૌથી સાચો માસ્ટર છે, જેની પાસેથીજ હંમેશાં આપણે સચોટ શિક્ષણ લઇએ છીએ. તે શિક્ષણ ખાલી ત્હેના મ્હોઢામાંથી પડતા બોલોથી નહિજ, પણ ત્હેની દરરોજની જીંદગીની હીલચાલ અને અનુભવ ઉપરથી આપણે શીખીએ છીએ." માટેજ ત્હમે ત્હમારા પિતાને નમો, જે પિતત્હા મને નમવાને અધિકારી નથી. રાજા આાકટવાસે એન્ટનિની સાથે લડાઇ કરીને પછી તેને જીત્યો. તે બળવાની વખતે ત્હેણે એક દિવસે એન્ટનિના તરફના દુશ્મનોને સજા કરવા માટે એક સભા ભરી હતી. એ સભામાં મોચાલોસ નામનો એક વૃદ્ધ આવ્યો. એ વૃદ્ધનો એક છોકરો તે વેળાએ એક ન્યાયાધીશ લેખે તે સભામાં બેઠો હતો. ત્યાં એકાએક પોતાના પિતાને આવેલો જોઇને તે પુત્રે

તેને માનપૂર્વક આલિંગન કર્યું, અને રાજાને સંબોધીને બોલ્યો; "હે મહારાજા ! હું આપનો તાબેદાર કર્મચારી છું, પરંતુ મ્હારો પિતા સજાને પાત્ર થયો છે; એટલા માટે હે રાજાધિરાજ ! હું વિનય પૂર્વક વિનંતિ કરૂં છું કે; મ્હારા પિતાને બચાવો, અથવા મ્હને પણ મ્હારા પિતાની જોડે મારી નાંખો !" મહિપતિએ તેમજ બીજા ન્યાયાધીશોએ આ કાકલુદી સાંભળીને બાપ-વત્સલ બેટા ઉપર દયા લાવીને ત્હેના પિતાને છોડી મૂકયો હતો.

× × × ×

મા બાપનું ખાધેલું નિમક હરામ કરનારાં હરામખોર કપુત સાથે કોઇપણ ભલાઇ કરશે તો તે સર્વદા ભયમાંજ રહેશે. જે કછોરાં બચ્ચાં પોતાના ઉપર થએલા માતાના ઉપકારો અને બાપની ભલાઇઓ વિસરી જાય છે, ત્હેઓ પોતાની બુદ્ધિથી ભ્રષ્ટ થાય છે. મૂર્ખ પુત્ર પિતાનો, દુષ્ટ વૈદ રોગીનો, રક્ષણ કરનારો સ્વામી પોતાના માણસોનો, ક્રોધી રાજા પ્રજાનો, ક્રોધી પ્રજા રાજાની, દુષ્ટ પુત્રી માતાની, અને ધનાઢય છતાં કૃપણ માણુસ યાચકોના શત્રુજ થઇ પડે છે. રાજા દુષ્ટ લોકોનો, પ્રતિવ્રતા સ્ત્રી વેશ્યાની, સાધુ પુરૂષ ખળ પુરૂષનો, ઉપદેશક મૂર્ખોનો અને મુવાં મા-બાપને વિસારી મેલનારાં કુપુત્રો પોતાનાં માત પિતાનાં શત્રુજ થાય છે. મા બાપે મરતી વખ્તે જે કાંઇ ફરમાન કે વસિયત કર્યું હોય તેની અમલ બજાવણી પૂરેપૂરી કરનારાં પુત્રો પુત્રિ રૂણ મુક્ત થઇ શકે છે. જીવતાં જીવત મા બાપની આજ્ઞા ઉઠાવનારાં બેટા બેટી ઉપર મા બાપની બેહદ પ્રસન્નતા ઉતરે છે, અને મુઆ પછી પણ તે માબાપો કહેણુસરના નિમકહલાલ બેટા બેટીઓ ઉપર પોતાના આશિર્વાદ ઉતારે છે.

× × × ×

કોઇ શખ્સ મરતી વેળાએ અથવા દૂર દરાઝ મુસાફરીએ જતી વેળાએ પોતાનાં ફરઝંદને અથવા બીજાંઓને જે કાંઇ વસિયત કરી જાય અને તે વસિયત પ્રમાણે નહિ ચાલીને ઉલટું કરવાથી જે "અંદરજ

ફરમાન" તું મહા પાપ લાગે છે, તે પાપની ગુપ્ત સજા હેનાં નાફરમાન બચ્ચાંઓને ઘણી ભારે ખમવી પડે છે. મા બાપનાં વચનો મ્હોંમાંથી નિકળતાં વેંટજ જે છોકરો હેમનો હુકમ ઉઠાવી લે તે તો હજીએ મધ્યમ કહેવાશે, પરંતુ મા બાપના કહ્યા વગર માત્ર હેમના મનના વિચારો જાણી લેઇ, હેમની હાજત જાણી લઇ, હેમની જરૂરિયાત પિછાની લઇને જે દિકરો મનોમન સાક્ષી રૂપે હેમની સેવા ઉઠાવી લે છે, મરતાં મરતાં ઓચરાયેલી આજ્ઞા પાળે છે, હેને ઉત્તમ છોકરો ગણવા શાસ્ત્રોનું ફરમાન છે પેગમ્બર સાહેબે કહ્યું છે કે,—"જે કોઇ જવાંનિયો ઘરડાં મા બાપનું અપમાન કરે છે હેને ફિરેસ્તાઓ હડસેલો મારીને બહાર કાઢી મેલે છે."

× × × ×

એક બેટાને તેના બાપે વસિયત કરી કે; "હે જવાન બેટા! આ વસિયતને તું યાદ રાખજે, કે જેણે પોતાને જન્મ આપનારાંઓ સાથે વફાદારી નહીં કીધી, તે કદિ પણ કોઇનો વ્હાલો કે દોલતમંદ થવાનો નથી. વીંછુને કોઇએ પૂછયું કે; "ટાઢની મોસમમાં તું બહાર કેમ નથી નિકળતો?" ત્યારે તેણે જવાબ દીધો કે; "ઉનાળામાં તે વળી મ્હને શી આબરૂ મળે છે કે ટાઢમાં બહાર નિકળું?" અર્થાત્, મા બાપે કરેલા અનંત ઉપકારોનો બદલો અપકારોથી વાળનારા કૃતઘ્ની કપુતનો કેડે પણ ઠાર થતો નથી, તે પણ વીંછુજ ગણાય છે.

× × × ×

એકવાર કવિ કાળિદાસને રાજા ભોજે પ્રશ્ન કર્યો, કે પુત્રે પોતાના મા બાપની સેવા કરવા શાસ્ત્રકારોએ કહ્યું છે, તે એમાં સર્વથી પહેલી સેવા માતાની કરવી કે પિતાની? ત્યારે કવિ કહે—"મા તે માયો, ને બાપ તે ખાટલાનો પાયો. બાળકની જે સેવા એક માતા બજાવી શકે તે બાપથી બજાવી સકાતી નથી. સ્ત્રી જાતિમાં બાળકનો હાડો ભરવાની જે સહનશીલતા હોય છે તે પુરૂષમાં હોતી નથી. માટે પ્રથમ સેવા માતાની અને બીજી સેવા પિતાની બજાવવી

જોઇએ." ભોજ કહે; "બાળકનો હાડો પૂરવાને શું બાપ સામર્થવાન નથી ?" કવિ કહેઃ ઠીક છે, કોઇવાર આપણે અજમાવીશું. કેટલાક દિવસ પસાર થયા કેડે એક દિવસે કાળિદાસને દરબારમાં આવતાં દેર થઇ; જે ઉપરથી રાજાએ પૂછ્યું:—"હે કવિ શ્રેષ્ટ! આજ દરબારમાં આવતાં આટલું બધું મોડું કેમ થયું ?" કવિ કહે:—"મહારાજ, આપની દરબારના ભલભલા પંડિતોને હું હારમાં લાવી શકું છું, પરંતુ મ્હારૂં બાળક આજે છેડાયું તે પટાવેલું પટવાયું નહીં. ઘણુંએ કીધું પણ જ્યાં સુધી તેની માયે આવીને છાંરવ્યું નહીં." ત્યાં સુધી તે મ્હારે હાથે સમજાવેલું સમજ્યું નહીં, ને બસ રોયાજ કીધું." રાજા કહે:— "એમ તે કાંઇ બને ! ચાલો તમે બાળક થાવ અને હું તમારો બાપ થઉં, અને તમે છેડાવ અને રડો, પછી હું ત્હમને ઠેકાણે લાવીશ !" આ ઉપરથી કવિએ રડી રડીને તુફાન જગાડવા માડયું. એટલે ભોજ કહે, "બચ્ચા ! ત્હને જે જોઇએ તે આલું: માંગ માંગ, જે જોઇએ તે માંગ પણ રડ નહીં." કવિ કહે:– 'મ્હને તો ચણા ખાવા ભાવે છે, ઊં–ઊં–ઊં !' ભોજે ચણા મંગાવ્યા ને હાજર કીધા, એટલે કવિ કહે:– મ્હને છોલી આપ નેં–એ–એ ! ઊં–ઊં–ઊં !' ભોજે ચણાના છોલાં કાઢી દાળિયા કરી આગળ મુકયા; ત્યારે કવિ રોવા લાગ્યો:– "ઊં–ઊં–ઊં ! મ્હારા ચણાનાં કોટલાં પાછાં બાંધી આપનેં–એ–એ; મ્હારે તો છોલાં સાથેજ ચણા ખાવા છે એ–એં–એં ! " ભોજ કહે:–'હવે કોટલાં પાછાં કેમ જોડાય ? માટે બીજું કાંઇ માંગ.' 'ત્યારે શેરડી મંગાવીને ઘુકલા કરી આપોની–ઇ–ઇ–ઇ !' શેરડી મંગાવીને ભોજે ગંદેરી કરીને આગળ મુકી, તો રડવા લાગ્યો:–'નહીં, નહીં, મ્હારી શેરડી પાછી આખી કરી આપની ઇ–ઇ–ઈ! ઊં–ઊં–ઊં!' રાજાની ધીરજ હવે ખુટી ગઇ, જેથી કવિને કહ્યું; 'બચ્ચાં કંઇ આવી માંગણી કરે વારૂ !' કવિ કહે:–'મહારાજ ! એ કરતાંએ અગવડ ભરેલી માગણી આજે મ્હારાં બાળકે કરવાથીજ મ્હને દરબારમાં આવતાં મોડું થયું. મેં લઇને તેનાં નાંકમાંની લીંટ કાઢી ત્યારે રોવા બેઠું કે; 'મ્હારી લીંટ લાવની ! મ્હારી લિંટ લાવની !" જ્યારે મેં

[૧૦૧ સફાથી ચાલુ]

હું નાશ કરીશ !" માતા કહેઃ-"બેટા ! જે નાશવંત છે તેનો નાશ કરવામાં મોટાઇ શી ? નાશવંત છે તે અમર શી રીતે થાય, તેનાજ વિચારમાં હું છું. તું પ્રભુના નામનું રટણ કર ! પુત્ર ! તું યોગ ગ્રહણ કરીને અમર થા !" આ પછી ગોપીચંદની ખાત્રી થઇ, કે આવી સાધ્વી માતા ઉપર ત્હેણે પોતાની સ્ત્રીના કહ્યા ઉપરથી શંકા લઇ જઇ માતા તરફ મહા અપરાધ કર્યો. તે પસ્તાયો, જાર જાર રડયો, અને પાછળથી જાગધંર પણ યોગના બળથી પાછો કૂવામાંથી બહાર આવ્યો, અને માતાને દુભવવાનાં પ્રાયશ્ચિત સારૂ બેટા ગોપી-ચંદ ભગવાં વસ્ત્ર પહેરી ભિક્ષા માંગવા નીકળી પડયો. ભાઇઓ ! ત્હમારી સ્ત્રી અને ત્હમારાં લાડકવાયાં કરતાં વધારે પ્યારાં ત્હમારાં મા-બાપનેજ સમજો. ત્હમારાં વિત્ત, ધન, ને માલમતા કરતાં પણ ત્હમારાં મા-બાપનો લોભ ત્હમે વધારે રાખજો.

× × × ×

આર્યાવૃતમાં સર્વ હિંદુ લોકો લગ્ન, જનોઇ, અગર બીજા સર્વ માંગલિક પ્રસંગે પહેલી પુજા ગણપતિની કરીને શ્રીગણેશાય નમઃ ॥ થી સર્વ શુભ કાર્યનો આરંભ એટલા માટે પણ કરે છે, કે માતૃ સેવા બજાવનારાઓમાં સર્વથી ઉંચું માન મહત્વ ગણપતિનું ગણાયું છે. ગણેશ એ શંકરના પુત્ર છતાં પોતાના પિતાશ્રીને તે ઓળખતા નહોતા. એક દિવસે શંકરના પત્નિ અને ગણેશના માતુશ્રી પાર્વતીએ પોતાના દિકરા ગણેશને ઘરના દરવાજા ઉપર બહાર ચોકી કરવા બેસાડી પોતે ઘરમાં ખાનગી કૃત્ય કરતાં હોવાથી દિકરાને કહી રાખ્યું હતું કે; "પુત્ર ! માતાની લાજ રાખવા માટે ત્હારે ચોકી કરવાની છે. કોઇને પણ મ્હારો બીજો હુકમ થતાં સુધી ઘરમાં પેશવા દઇશ મા !" ગણપતિએ માયનો હુકમ પાળ્યો. અને પોતાના પિતાશ્રી શંકર આવી જેવા ઘરમાં પેસવા કરતા હતા, તેવાજ ત્હેમને પણ અટકાવ્યા !" શંકરે કહ્યું કે; "ત્હારૂં મસ્તક ઉડાડી નાખીશ !" ગણુપતિએ મસ્તક નીચું કરીને કહ્યું:-**"માતાની આજ્ઞા આગળ આ મસ્તકની કશી કિંમતજ શી છે? આ રહ્યું શીશ !"**

[ વધુ માટે જુવો સફો ૧૦૫ મો. ]

## મુંબઇનું સાંજનું આગેવાન "ગુજરાતી" પત્રે "બાળ બરદાસ્ત" માટે જે અભિપ્રાય રજુ કર્યો છે તે ઉપર વાંચનારી આલમનું લક્ષ ખેંચવાની જરૂર જોઇએ છીએ.

### "બાળ બરદાસ્ત" યા સ્ત્રીઓનો સાથી.

**લખનારઃ મિ. કેખશરૂ ન. પોલીસવાલા**

રીવ્યુ લેનાર—મિ. **અરદેશર ખ. વેસાવેવાલા, બી. એ.**

'બાળ બરદાસ્ત' નામની ચોપડી હાલ મ્હારા વાંચવામાં આવી છે અને જણાવવાને અતિ ખુશી છું કે એ ચોપડીના કર્તાએ પુરે-પુરો ઇન્સાફ પોતાના કૃત્યને આપ્યો છે. આજકાલ મુંબઇ શહેરમાં બાળ મરણ પ્રમાણ જે હદ બહાર વધી ગયું છે તેનાં કારણ શું ? તે અટકાવી કેવી રીતે શકાય વગેરે બાબદોને કર્તાએ પુરતો ઇન્સાફ આપ્યો છે અને દેશની આબાદી અને ચઢતી કોણથી થાય, કેવી રીતે થાય અને તેમ થવાથી ફાયદા શું થાય ? તેનો વિગતવાર ખુલાસો કર્તાએ આપ્યો છે. બાળકોને માતાઓએ કેમ ઉછેરવાં તથા ત્હેઓની બરદાસ્ત અને જતન કેમ લેવી—તેનો મનમાનતો અને વિદ્વત્તા ભર્યો અહેવાલ એ કેતાબમાં રજી થયો છે. દરેક જણને એ કેતાબ વાંચવાને અને ગોખવાને હું ભલા-મણ કરૂં છું. એ ચોપડીની કિંમત લગાર વધારે છે પણ એની બાંધણી તથા રચના તરફ જોતાં કિંમત ઘણી છે એમ કહેવાઇ શકાય નહીં. બાળકોને લગતી તમામ બાબદોનો વિગતવાર ખુલાસો એમાં રજી થયો છે, અને તે એટલો બધો દિલપસંદ વિગતવાર છે કે તે પુરો કર્યા વિના આપણને ચાલતું નથી. બાળકો માટેનો શ્રેષ્ટ ખોરાક—તેના ગુણ, બનાવટ, તથા તે વાપરવાની રીત પુરતા ખુલાસા સહિત રજી કરવામાં આવી છે, તેમજ ત્હેઓના દાંત,

[૧૦૪ સફાથી ચાલુ]

શંકરે તેનું ડોકું કાપી નાખ્યું. આ બનાવની ખબર પાર્વતી માતાને પડતાંજ ત્હેમણે સત્યાગ્રહ પકડયો કે; માતાની સેવા ઉઠાવતાં જે સપુતે મસ્તક આપ્યું તેનું માથું જો હમણાં ને હમણાંજ નહીં ગોઠવાય તો પ્રાણ ત્યાગ કરીશ !" એટલામાં એક હાથી આવી લાગતાં શંકરે હાથીનું મસ્તક ઉડાડી દઇને ગણપતિના ધડ ઉપર મૂકી દઇ દિકરાને જીવતો કીધો ! માતાની આજ્ઞા પાળનારા દિકરાને આજે પણ સર્વ મંગળ પ્રસંગે લોકો પુજા કરે છે. તો જે દિકરા દિકરીએ પોતાની પુજા કરાવવી હોય ત્હેમણે પ્રથમ મા-બાપની પુજા કરતાં શિખવું જોઇએ.

× × × ×

ઇ. સ. ૧૭૮૩માં ન્યુયોર્કમાં ભારે ભૂખમરો ચાલી સંકટ ફેલાયું ત્યારે એક ઘરડાં ડોસા ડોસીને અન્ન રાંધવાને બળતણ પણ મળી ન શક્યું, આથી ત્હેમની એક બેટી અફસોસ કરતી કરતી કાંઇ પણ જોખમે પોતાનાં મા-બાપનાં દુઃખડાં ટાળવાની યુક્તિ શોધવા લાગી. એવામાં ત્હેણીએ એક દાંતના ડૉકટરની જાહેર ખબર વાંચી કે "જે કોઇ પોતાના ઉપરના અને હેઠળના ચાર દાંત મ્હને કાઢી લેવા દેશે તેને ૧૦ ગીની આપવામાં આવશે." આ ખબર વાંચીને તે દેન્ટીસ્ટને અરજ કરી. જવાન ખુબસુરત અબળાને આ પ્રમાણે પોતાના દાંત તુર્ત પડાવવાની એવી તે શી ભિડાતી પડી હશે, તે વિષે ત્હેણીને પૂછતાં તે બોલી; "મ્હારાં ઘરડાં માબાપ ભૂખમરાથી ટવળે છે, ત્હેમનાં દુઃખ ઓછાં કરવા સારૂ હું મ્હારા દાંતનું દુઃખ સહન કરવા તૈયાર છું, માટે ડૉકટર જલ્દી કરો !" ડોકટરે આ દુઃખી, પણ મા-બાપની નિમકહલાલ છોડી ઉપર દયા લાવી, દાંત પાડયા વગરજ ઝટ ૧૦ ગીની કાઢી આપી કહ્યું; "છોડી ત્હારા જેવીજ પુત્રીઓ સર્વ દુઃખી માત પિતાને પેટે પેદા પડજો !"

× × × ×

જ્યારે પેટનું બચ્ચું સારી રીતભાત અને દિકરાંના દરજ્જાનું હોય ત્યારે મા-બાપના દિલમાં તે અતિ વ્હાલું લાગે છે, પછી તે

[ વધુ માટે જુઓ સફો ૧૦૭ મો. ]

ખોરાક, શરિર તથા મનની કસરતો, પહેરવેશ, ત્હેઓને થતા દર્દો વગેરે બાબદો ઘણાજ રસકસ સાથ સમજાવવામાં આવી છે. એ પુસ્તક એક માતાને પુષ્કલ સમજણ આપનારૂં દાખલા-દલીલોથી ભરપુર છે, ખરેજ આપણી કોમ કેળવણીના પ્રકારમાં બહુજ પછાત છે. સ્કુલમાં શીખતી બાળકીઓને આજ સુધી કેઠે પણ એક માતાને લાયકનું શિક્ષણ મળતું નથી, જીઓ-મેત્રી, ઓલજીબ્રા, સાયન્સ અને બીજી અનેક ભલતી બાબદો ત્હેઓના ભેજામાં ઉતારવામાં આવે છે પણ છોકરાંઓને કેમ ઉછેરવાં ત્હેઓની કેમ જતન લેવી, ત્હેઓને કેમ નરસ કરવાં, એ શિક્ષણ પહેલે આપવું જોઇએ. આપણી ભવિષ્યની ઓલાદ આજના જનમ પામતા બાળકો ઉપર કેટલી છે પણ જો ત્હેઓનેજ ત્હેઓને ખરતું શિક્ષણ આપવામાં આવે નહી તો કોમની આબાદી તે કેમ થાય અને ભવિષ્યની ઓલાદ તંદોરસ્ત અને સુખી કેમ નિવડે. આજકાલ તો બાળકીઓ કયારે મેત્રીક થઇ જાય એવું અને કોલેજમાં કેળવણી લેવા જાય એવું માતા વધુ ઇચ્છે છે, પણ ત્હેઓનો શરીરિક બાંધો તંદરોસ્તી વગેરે ગુણદોષોનો માબાપો જરાપણ વિચાર કરતા નથી. આજે તો દસ છોકરામાંથી સાત એક યા દોઢ વર્ષના અરસામાં સસની, ઉડતા રોગ, ભુખમરા અને તાવથી મરણ પામે છે; અને તેમાં મુખ્ય કારણ જોશો તો માતાની તે બાળકને ઉછેરવામાં બેદરકારી, અજ્ઞાનપણું અને એશઆરામને લીધે છે. આજે માતાઓ પોતાના બાળકને ધવડાવવાની દરકાર ઓછી કરતાં હોવાથી બાળકોનું મરણ પ્રમાણ બહુજ વધી ગયું છે.

વિચાર કરો પ્રિય બ્હેનો અને ભાઇઓ! આપણા દેશમાંથી આપણે દર વરસ પાંચ લાખ બાળકો ખોહીએ છીએ, અને આ સઘળું શાથી? કાંઇજ નહીં પણ આપણી પોતાની અજ્ઞા-નતા, ગરીબાઇ, ગલીચી અને ખરાબ ખોરાક, બેપરવાઇને લીધેજ છે.

[૧૦૫ સફેથી ચાલુ]
દિકરો હોય તો શું ને દિકરી હોય તો શું? જુનાં ને ઘરડાં મા-બાપ અશક્તિ થાય ત્યારેજ દિકરાં દિકરીની પરિક્ષા થાય. ફ્રેન્ચ કવિ ચાર્લ્સ્ બોડલેર હંમેશાં એકની એક જુની ટોપી પહેરતો હતો. લાગત બહુ વર્ષ લગી જે ને તે ઘસાઇ પિસાઇ રહેલી ટોપી પહેરવાથી કંગાલ ભિખારી જેવો દેખાતો હતો. તેનો એક દોસ્ત ટોપીના બેડોળપણા માટે વારંવાર બોડલેરનું ધ્યાન ખેંચતો, પણ તે કોઇને ગણકારતો નહીં. આ નામાંકિત ટોપીને લીધે રસ્તે શેરીએ લોકો તેની ઠાઠા ઠીઠી કરતાં હોવાથી તેની સાથે ફરતાં હરતાં પણ તેના મિત્રનેજ નહીં, પણ તેના પેટનાં દિકરાં દિકરીને પણ શરમ લાગવા માંડી. એક દિવસે તેના મિત્રે તેના બેટા દેખતાં કવિને ધમકી આપી, કે જો તું ટોપી બદલીશ નહીં તો અમો સઘળાં ત્હારી જોડે બહાર ફરીશું નહીં. બોડલેર બોલ્યો; "એ જુની ટોપી હું બદલીશજ નહીં. એ ટોપી જુઠા દોસ્તોને અને નાફરમાન બેટા બેટીઓને હાંકી કાઢે છે. ત્હારા જેવા ઘણા ખોટા સંગાઓ તથા અંગીઓને દૂર કીધા છે તે એ ટોપીએજ. ત્હારી ને મ્હારાં ફરઝંદોની નિમકહલાલીની પરિક્ષા કરવાની કસોટી તે આ ટોપીજ છે! જુના મા-બાપ થયાં તેમને બદલી નાંખવાનો દુન્યાનો રવૈયો છે કે શું? **"અત્તરની ખુબી તો કહેશે અત્તાર; પરખશે સિપાહ હાલ શમશીર કટાર."** જે મા-આપને તેમનાં બચ્ચાએ ઠારવ્યાં નહીં તે કેઠે પણ ઠરતાં નથી. તેમજ જે બચ્ચાંને મા-બાપે છારવ્યાં નહીં તે કેઠે પણ છારવાતાં નથી. સુખનું સ્થળ તે તો તાબેદારીવાળું શાંતિ સંપવાળું ઘરજ છે. જે ઘરમાં સુલેહ, સંપ ને પરસ્પર પ્રેમ ઉભરાયા કરતો હોય તેજ ઘર શાંતિનું સ્થળ છે. પૈસે મહેલ બાંધ્યે, પૈસે વાડી બંગલા કર્યે, પરંતુ જેમાં પરસ્પરનો પ્યાર વસતો ના હોય, તેમને હવેલી બંગલા, કે મહેલનું નામ છાજતુંજ નથી. જે ઝુંપડીમાં મા-બાપ પોતાનાં છોકરાં બચ્ચાં સાથે પરપસ્પર પ્રેમથી ને તાબેદારીથી રહેતાં હોય તેજ બંગલો કે હવેલી છે, અને સ્વર્ગ પણ તેજ છે. દિકરાં દિકરી તો તાબેદાર, પ્રેમાળ, અને મા-બાપ વખાં હોય તોજ અવતરેલાં ભલાં. નહીં તો પેટ

[વધુ માટે જુવો સફો ૧૦૯ મો]

નામદાર **લેડી વિલસને** એક મેળાવડા આગળ સખુનો કહયા હતા તે ખરા છેઃ **બાળ રક્ષણ અને લોકોના દુઃખના નિવારણનું કાર્ય એકજ તખ્તો છે કે જયા રાજદ્વારી અને સંસારિક મતભેદ વગર સર્વ હિંદીઓ હિંદના ભલાં માટે જાત દરજ્જો ને લાયકીના તફાવત વગર પુન્યવંતા કાર્યો કરી શકે."** આજની કેળવણીમાં અતી મોટી ખામી છે એ તો સર્વ કોઇ કબુલ કર્યા વિના રહેશે નહી. સુધરેલા દેશોમાં આરોગ્યતા ઉપર વિશેષ ધ્યાન આપવામાં આવે છે, જ્યારે કમનસીબે આપણા મુલકમાં તેમ થતું નથી, ત્હેથી ત્હેઓ ઉમ્મરે પહોચ્યા અગાઉ અરધા ઘરડા થઇ જાય છે, માટે જો હિંદના વતનીઓએ ચંચલ પ્રજા પેદા કરવી હોય તો સુધરેલા દેશની કેળવણીની સંસ્થાઓ અત્રે નવી ઢબે ચાલુ કરી જવાન છોકરાઓ અને છોકરીઓને ત્હેઓને અભ્યાસ કરાવવો જોઇએ. **જો બાળકો કુમલી વયે એવું જ્ઞાન સંપાદન કરશે તો જુવાન અવસ્થામાં ત્હેઓ દુઃખદરદોથી નિરોગી રહી લાંબી જીંદગી સુખી સહીસલામત ગુજારી શકશે.** બાળકને હિમ્મતવાન કરવું, ખરાબ ચીજોથી દુર રાખવા, ખરાબ શબ્દોથી બીનમાહીતગાર રાખવા, પ્યાર ભરેલી લાગણીઓ ઉશ્કેરવી, બોલવા ચાલવામાં અંદાજે રહે તેવી ટેવ પાડવી, ત્હેઓનાં દેખતાં માબાપોએ ખોટાં કામો કરવાં નહીં, ત્હેને એકદમ લાડકણું નહી કરવું, ત્હેની બોહોશ પણ પુરી પાડવી નહી, તેને પુરતી કસરત આપવી વગેરે વગેરે બાબદો માબાપોએ જાણી માહિતગાર થવાની ખાસ અગત છે. **અને આ સર્વ બાબદોનો પુરતો ખુલાસો આ ચોપડીમાં કરવામાં આવ્યો છે.** આપણે બાઇ કેખશરૂને આ એવણના ઉત્તમ કામમાં મુબારકબાદી આપીશું અને એવીજ બીજી કોમઉપયોગી બાબદો હાથ ધરવામાં ખોદા એવણને પુરતી જશ આપે એવી દુવા ગુજારીશું: **ફરી એકવાર પ્રિય વાંચનારાઓને આ ચોપડી ખરીદવાને હું પુરતી ભલામણ કરૂં છું. નિશાળના વડાઓએ એ**

[૧૦૭ સફેથી ચાલુ]

પેદા નહીંજ પડે તે ભલું, અથવા જન્મીને મૂએલાં ભલાં. કહ્યું છે કે આઠ હાથીઓએ આ પૃથ્વિનો ભાર ઉંચકી રાખ્યો છે, ત્હેઓ એટલો બધો ભાર ખુશીથી સહન કરે છે, પરંતુ નીમકહરામ ને નાફરમાન માય-મારૂ કે બાપ-બડફાડુ બેટા બેટીઓનો સો સવાસો શેરનો ભાર પણ તેમનાથી ઉંચકી શકાતો નથી. રાજા ચાર્લ્સ બીજાનો દિકરો જેમ્સ ડયુક ઓફ મોનમથ ઘણો રૂપાળો હતો, પરંતુ ઘણો હુલ્લડ અને રીતને અંગીઝ નિવડી બાપની સામે થયો. ત્યારે બાપ બોલ્યો કે; "અહિંજ મ્હને દોજખનો અનુભવ થયો, દોજખ કાંઇ બીજું નથી!"

× × × ×

મા-બાપના આપણા ઉપર કેટલા કેટલા ઉપકારો છે તે પિંજન કરવાની ઘણી જરૂર નથી. પહેલી ચોપડીના પહેલા પાઠથીજ તે તો આપણે ભણતાં આવ્યાં છિયે, પરંતુ મા-બાપની સેવા શાસ્ત્રિય રીતે કરવાની ફરજ વિષે સમજાવવાની જરૂર છે. આપણા મા-બાપ સાથે આપણું ઘણા કાળથી લેણુ દેણુ ચાલતું આવે છે. આ વિષયમાં મા-બાપની સેવા વિષેજ કહેવાનું હોવાથી મા-બાપે પુત્રો તથા પુત્રીઓ પ્રત્યે બજાવવાની સેવા વિષે વર્ણન કરવાનું નથી, બાકી મા-બાપ જેટલે દરજ્જે અને જેવી રીતે પોતાનાં બાળકોને ઉધારે, ઉછેરે, કેળવે, અને દુન્યાના વહેવારમાં રાખે તેટલેજ દરજ્જે બચ્ચાં મોટપણે મા-બાપની તાબેદારી ઉઠાવે. માટે મા-બાપે દિકરાં દિકરીની સેવા મેળવવી હોય તો ત્હેમને પ્રથમથીજ "લાડ ઘેલાં" કરી મેલવાં નહીં. ગાયને પેટે વરૂ શાં જન્મે? ત્હમે જેવાં હો તેવો ત્હમારો વ્યાર. તજે કસ્તુરી તો કબૂ નહિ ખવાસ; બુરાં ચીથડાંમાં ભલે રાખ પાસ. જેવું મૂળ તેવું થડ થવાનું. સિંહના પેટમાં સાબર ન પાકે; સિંહના બચ્ચાં તો સિંહજ પાકે. જો કે વારંવાર બને છે કે કેટલાંક છોકરાં નંદન ચંદનની પેઠે સુગંધી આપવાજ પેદા થાય છે, ને કેટલાંક બાળકની પેઠે વર્તન કરીને કુળના ઉચ્છેદ અને પાયમાલી કરવાજ પેટ પેદા પડે છે. શોભીતી અંબાડીવાળા હાથી ઉપર તો

[ વધુ માટે જુવો સફો ૧૧૧ મો. ]

ચોપડી પુરતા જથ્થામાં ખરીદી બચ્ચાંઓને ઇનામ આપ-વામાં વાપરવામાં કોમને મોટો લાભ થશે, અને ભવિષ્યની ઓલાદ એ ઉમદા ગોહરો ગોખી પુરતાં સુખી, તનદુરસ્ત અને લાંબી જીંદગી ભોગવશે. આમીન! આમીન!

"સાંજ વર્તમાન."



## પારસી કોમના વિચારો દરસાવતું ને પારસી કોમમાં વંચાતું જુનું આગેવાન પત્ર "જામે જમશેદ" 'બાળ બરદાસ્ત" માટે પોતાનું જે મત આપેલું છે તે નિચે પ્રમાણે છે.

### "બાળ બરદાસ્ત ને સ્ત્રીઓનો સાથી."

રચનારઃ—મિ. કેખશરો ન. પોલીશવાળા.

**લગભગ સાડી બારસો મોટાં પાનાનાં આ દલદાર પુસ્તક મધ્યે સ્ત્રીઓના એક સાચા સાથી તરીકેનો રાહબરી તેમજ બાળકોના બરદાસ્ત કરવાને લગતી સમજણ આપતા આ પુસ્તકને આવકાર દેતાં ખુશી ઉપજે છે. સુંદર પુઠાં સાથની શોભીતી બાંધણીથી તેને ભેટ આપવા લાયક બનાવવામાં આવ્યું છે.**

આપણા શહેરના ભયભીત બાળ મરણોમાં ઘટાડો કરવાને અભણ માતાઓને બાળ બરદાસ્તની જરૂરી સમજણ આપવા માટે હાલ દર સાલ એક ખાસ અઠવાડયું આ શુભ હીલચાલને આવાં પુસ્તકથી ઘણી મદદ મળશે અને તે પ્રસંગે એ હીલચાલ ઉપાડી લેનારાઓએ એ પુસ્તકને ખાસ કરીને લોકોના ધ્યાન ઉપર લાવવું જોઇયે છે.

આપણી સકુલો મધ્યેની કેળવણી જેવી જોઇયે તેવી વહેવારૂ **નથી, છોકરીઓની શાળામાં સ્ત્રી તરીકેની, માતા તરીકેની**

[૧૦૯ સફેથી ચાલુ]

મુર્ખ લોકો પણ ચઢે છે. નટ કે રામજગર પણ પાનનાં બિડાં ચાવે છે. ને રાજા રાણી પણ તાંબુલ વિગેરે ચાવે છે. હાથી કે કીડી પણ પેટ તો ભરે છે. ચકલી કે કબુતર પણ મોટા મહેલોમાં તો વસે છે, પરંતુ એમાંના કોઇની સ્તુતિ તો તેજ બેટા બેટીઓની થાય છે. કે જેઓ પોતાના મા-બાપને નહીં ફેડાય એવો મોટો ઉપકાર ત્હેમની સેવા ચાકરી ઉઠાવીને, ત્હેમની આજ્ઞા પાળીને વાળે છે. જે ના-ફરમાન નિમકહરામ દિકરા દિકરી મા-બાપનું કરજ ફેડતાં નથી ત્હેમને સો વાર ધિક્કાર છે, ધિક્કાર છે, ધિક્કાર છે.

× × × ×

વળી જે મા-બાપો પેટનાં જણેલાં બાળકો પૈકી એક ઉપર હેત રાખી બીજાં ઉપરથી મન ઉતારો કરે છે, ત્હેઓ પણ પરિણામે હેરાન થાય છે. તવારીખમાં એવાં સંતાપેલાં મા-બાપોના ઘણા દાખલા મળે છે. ઈરાનના પાદશાહ ફરેદુને પોતાના ન્હાના બેટા એરચ પ્રત્યેના બેહદ પ્રેમને લીધે, તેમ ત્હેની ચંચળાઇથી ખુશી થઇને, પ્રાચીનકાળથી ચાલતો આવેલો વહેવારી રવૈયો તોડયો. બાપના મુવા પછી વડા દિકરાને રાજગાદી ઉપર આવવાનો જે હક, તે છિનવી લઇને પોતાના રાજયની વહેંચણી ત્હેણે ગેરવાજબી રીતે કીધી, જેથી તેના ૩ દિકરાઓ તુર, સેલમ, અને એરજ વચ્ચે ભારે કજીયો જાગ્યો. લઢાઇઓ ચાલી, અને પાછલા જમાનાના કેયાંની વંશના પાદશાહોમાં પણ કીના વ્યાપ્યો. આ ભૂલ માટે ફરેદુનને પોતાને પણ ભારે પસ્તાવો થયો હતો. પાછલા લખનારાઓ ઇરાનની મહાન લઢાઇમાં રેડાએલાં લોહીને માટે આ ભલા બાપ ફરેદુન પાદશાહને બદનામ કીધા વિના રહ્યા નથી, માટે કોઇપણ બાપે જો પોતાનાં મરણ પછી પોતાના કુટુંબની પાયમાલી થતી અટકાવવી હોય તો પોતાના અમુક દિકરા ઉપર મોહબ્બતથી લોભાઇને અનિષ્ટ કરવું નહીં. એરચને તેના ભાઇઓએ કાપી નાંખીને ત્હેના બાપ ફરેદુન હજુર જ્યારે લોહીથી ઝર-ઝરતું ત્હેનું માથું સોનાની તબકમાં મુકીને ત્હેના ઉપર મોકલી આપ્યું. અને એરચના શરિરના ટુકડાઓ

[ વધુ માટે જુવો સફો ૧૧૩ મો. ]

વીગેરે સ્ત્રી જાતીને ઉપયોગી થતી બાબતોની પુરતી સમજણ આપવા જોડે બાળ-જતન તથા બાળ-બરદાસ્તની તાલીમ આપવી જોઇએ છે, તે કાંઇ ધરેજ આપવામાં આવશે એમ માનવું આપણા અનુભવ ઉપરથી ફોકટ પુરવાર થયું છે. બાળકોને જો બરાબર ઉછેરવાની તાલીમ મળે તો દેશમાં અનેક વિરલાઓ પેદા પડી દેશ-ઉપયોગી કામો બજાવી પોતાને મળેલી જતનનો લાખ ધણો બદલો વાળી આપે.

નામદાર લેડી વીલસનનો અભિપ્રાય ટાંકી મી૦ પૉલીશવાળા કહે છે તેમ "બાળ-રક્ષણ ને લોકોના દુખનું નિવારણનું કાર્ય એકજ તખ્તો છે-કે જ્યાં રાજદવારી કે સંસારીક મતભેદ વગર સર્વ હિંદીઓ હિંદનાં ભલાં માટે, જાત દરજ્જો ને ચામડીના તફાવત વગર પુન્યવંતાં કાર્યો કરી શકે છે." દરેક સુધારાના હેઠાણમાં બાળ-રક્ષણ મુળ સ્થાન લે છે. ભવિષ્યના તંદરોસ્ત શહેરીઓ લાયક, નિરોગી બાળકોથીજ બનાવી શકાશે તેટલા માટે આ વિષય ઉપર જેટલું જ્ઞાન ફેલાવો પામે તેટલો દેશને સંગીન લાભ થઇ શકે. કેળવણીની પહેલાં પણ બાળ-બરદાસ્ત સ્થાન ભોગવે છે.

મુંબઇ શહેર મધ્યેના બાળ મરણોના ભયભિત પ્રમાણ માટે મિ૦ પોલીશવાળા આપણાં શહેરીઓનોજ વાંક કાઢે છે. તેઓ ફર્યાદ કરે છે કે આપણા શહેરીઓએ "લોકલાગણી કેળવીજ નથી, બાળકોની બરદાસ્ત લેવાને માતાઓની અજ્ઞાનતા દુર કરવા માટે પુરતી ઉશકેરણીઓ ચાલુ રાખી નથી, ને અહિંની મંદ સરકારનું એવા દેશના ભલા કાર્ય માટે પુરતું લક્ષ ખેંચ્યું નથી, કાંઇ યોજનાઓ ધડાવી નથી, તો આજકાલ આવી કંગાલીયતથી બાળકનો જે મરો થાય છે તે માટે પ્રથમ તો શહેરીઓજ જોખમદાર છે, પછીજ સરકાર છે." આવી રીતે વાંકની વહેંચણી કરી, બલકે તે માટે અગ્રપદ કોણને ધટે છે તે દર્શાવી કર્તા જે ઉપાય લે છે તે બીજી દરેક સુધારાની

[૧૧૧ સફાથી ચાલુ]

**જંગલી જનાવરોના** ભક્ષ સારૂ પેલા બાપથી નારાજ થયેલા બેટાઓએ ફેંકી દીધા, તે વારે પેલા ગેરવાજબી વહેંચણી કરનારા બાપને એટલું બધું દુઃખ થયું હતું, કે ગમમાં ને ગમમાં ગીરફતાર થઇને, તમામ એશઆરામ તજી દઇને, લાંબો વખત સુધી ખુલ્લી ભોંય ઉપર પડીને રડયા કરતો હતો; તે એટલે સુધી, કે ત્હેની બગલ માંહેલા બાલ પણ ઘાસ જેવડા લાંબા થઇ ગયા હતા! માટે બધા બાપોએ બચ્ચાંનો પ્રેમ કાયમ રહેવા સારૂ બેઉ સરખી આંખે જુવું જોઇએ. તો પણ ફરેદુન એટલો તો ડાહ્યો હતો, કે એક ખુનનો બદલો બે દિકરાના ખુન કરીને લાધો નથી.

× × × ×

છોકરામાં બાપના ગુણ અને ખાસિયત હોવી જોઇએ. જો એમાં કાંઇ કમીપણું હોય તો તે વાજબી ગણાય નહીં. બેટા બેટીઓએ પોતાનાં માત પિતા ઉપર એવું તો વ્હાલ અને એવો તો પ્યાર રાખવો જોઇએ, કે જેમ હીમ છે તે નાગરવેલ ઉપર પડીને તેને બાળે છે ત્યારે તેનાં પાંદડા ૧૦૦ ગાઉ દૂર ગયાં હોય તો ત્યાં પણ ત્હેઓ બળી જાય છે. તેમાં બચ્ચાંઓએ માત પિતા પ્રત્યે તેવીજ દાઝ રાખવી જોઇએ. **ઐસે પ્યારે ચાહિયે, સંતતી અંબ રૂ તાત; દહિ તુસાર અહિ બેલિ પત, શત કોસહૂ જર જાત,** જન્મ આપનાર, સંસ્કાર કરાવનાર, વિદ્યા ભણાવનાર, અન્ન આપનાર, અને ભયથી બચાવનાર એ પાંચે મુરબ્બી પિતા ગણાય છે, પરંતુ આજે તો પુત્રો પૈસાનેજ મુરબ્બી બાપ માની બેઠા છે, તો આવા ખોટા નકલી બાપથી ત્હેમને સુખ કયાંથી મળે? પ્રાપ્તિનો હર્ષ નહીં, હાનિનો શોક નહિ, એ ધોરણે જે ભોગ્ય વસ્તુઓનું સેવન કરે છે ત્હેને તે ભોગ ભોગવ્યા છતાં પણ અચળ શાંતિ મળે છે. દિકરા

[ વધુ માટે જુવો સફો ૧૧૫ મો. ]

બાબદ માટે અવશ્યનો છે તેજ–રૂપીયા આના પઇનો અને તેથી સો નહી હજારો નહી લાખો કે કરોડો નહી પણ અબજોના એક મોટા ભાગનો તેવણુ કહે છે કે "હિંદ દર વરસે અબજો રૂપીઆનો ચાલુ ખરચ કરે છે, તો હવે કરતાકારવતાઓ બાળ બરદાસ્તના કામો પાછળ થોડીક વધુ મહેનત લઇ આવાં ઉપયોગી કામમાં લાભ લઇ દેશસેવા બજાવવાને પછાત પડશે નહી એવું મ્હારૂં માનવું છે."

આ માન્યતામાં ખરેજ સત્ય સમાયલું છે. મુખ્ય ખામી કાળજી અને ઉમંગની જાગ્રતી અને સ્વમાનની છે. શહેર કે દેશમાં આ ગુણોનો સદ–ઉપયોગ થાય છે તેમની ઉન્નતિજ છે. જ્યાં બાળા–ગોળી ખવાડી માતા ગીરણીમાં જઇ નગ્નસ્વરૂપ બને છે, ત્યાંના યુવકોને પણ તેજ બાળા–ગોળીની કાંઇક અસર ઉમ્મરે પુગતાં શહેનીઓ પણ ધરાવે તો તેમાં શી નવાઇ ? આ બાળા–ગોળીજ ત્યારે દેશની દરિદ્રતા અને ઉંઘણસીપણાનું મુળ છે. પહેલાં મારો ત્યારે તેને ગોળી **તે માટે બાળ બરદાસ્તના અનેક ઉપાયો જે મિ૦ કેખુશરો પોલીશવાળાએ ભારે મહેનત લઇ ભાઇબંધુ અને બહેનપણીઓના હીત અર્થે સુચવ્યા છે તેનો ઘટતો લાભ ગુજરાતી વાચક–વર્ગ લેશે એવી આપણે ઉમેદ રાખીશું.**

મિ૦ કેખુશરો કહે છે તેમ આ દેશને કપાળે જે એક મોટો કલંક ચોંટેલો છે તે તેનું ભયંકર બાળ–મરણ પ્રમાણ છે. તેમાંથી બચાવવા માટે ઘટતા માર્ગોમાં દર મહોલે મફતનાં સુવાવડખાના, ગરીબો માટે સાજું દુધ, સારાં હવા ઉજાશવાળાં ઘરો વિગેરે છે. આમાંનો પહેલો ઉપાય જે સુવાવડખાનાનો છે તે હવે ઠીક અજમાવવા લાગ્યો છે, પણ હજી સાજું દુધ પાલવે એવી કિંમતે મળે તે માટે મ્યુનિસિપાલીટીએ જરૂર ગોઠવણ કીધી નથી. દુધ દીનપરદીન મોંઘું થતુંજ જાય છે, જેનું એક કારણ દુધાળાં જાનવરો માટેના તબેલાઓમાં મોટાં ભાડા તેમજ તેમને માટેના ચારાની મોંઘવારી છે વળી હવા ઉજાશવાળાં મકાનો તો શહેરની ગીચ વસતીમાં મળવાંજ

[૧૧૩ સફાથી ચાલુ]

દિકરી, મિત્ર, સ્ત્રી, સેવકો, કુટુંબીઓ, ધન વગરના પુરૂષને છોડી દે છે, અને જો તેજ પુરૂષ ધનવાન થાય છે, તો બાપ કહીને ત્હેનો આશરો લેવા આવે છે ત્યારે આ જગત્માં ધનજ પુરૂષનો બંધુ છે, પૈસોજ બેટા બેટીઓનો બાપ છે, અને જ્યારે આ જીવ વગરની વસ્તુને મુરબ્બી માનવા તરફ બેટાઓ ને બેટીઓ ખેંચાઇને મા-બાપની સેવા ઉઠાવવાને બદલે, ત્હેમને હેરાન ને દુઃખી કરે છે, ત્યારે સાત સાત વાર ત્હેમને ધિક્કાર છે, !

× × × ×

બાળકના જન્મ સમયે માત પિતા જે ક્લેશ ને દુઃખ સહન કરે છે, તેનો બદલો પુત્રથી સો વર્ષે પણ વાળી શકાય તેમ નથી. આમ છતાં પુત્રો જો પોતાના પિતાને ના-ફરમાન થાય, તો જરૂરજ કુદ્રતનો કહેર ત્હેમના ઉપર વરસે છે. તેમાંએ વળી મોટો પુત્ર સારો હોય, તો કુળને વધારે છે, અને ખરાબ હોય તો કુળનો નાશ પણ કરે છે. મોટો દિકરો નઠારો હોય તો પોતે જે કુળમાં જન્મ્યો હોય તેનું સર્વસ્વ પણ હણી નાખે. લહે સુખ કુમગિ રૂ દુઃખ કણુ, તહુ તજિ સુમ સોચ; બુરી તરિ અહરિ સુ સયાનુ જયેં, સાહસ પેર કપોચ. કુમાર્ગી બેટા બેટીઓ જેઓ અવળે માર્ગે ચાલનારાં છે તે કદાપિ સુખો પામે, અને સુમાર્ગી જે સીધે રસ્તે ચાલનારાં છોકરાં છે તે કદાપિ દુઃખો પામે તોપણ ત્હેમણે હર્ષ કે શોક ના કરવો, કેમકે નાવમા બેસીને નદિ કે સમુદ્રને પાર પહોંચતાં કદાપિ બુડી જાય તોએ તે ડાહ્યુંજ કહેવાય, અને વગર વિચારે સાહસ ઉઠાવીને નદિમાં વગર આધારે તરીને પેલે પાર પહોંચાય તોપણ તે મૂર્ખતાજ કહેવાય. માટે કદાપિ સમાર્ગે ચાલતાં દુઃખો પામ્યો તોયે સુમાર્ગેજ ચાલવું, પછી ભલેને દુષ્ટ માર્ગે ચાલતાં સુખ થતું હોય તો તે ના કરવું. ભાઇઓ ને બ્હેનો ! માબાપ ગમે એવાં ભુંડાં લાગતાં

[વધુ માટે જુઓ સફો ૧૧૭ મો. ]

મુશકેલ છે તેથી જાતજાતનાં સંકટો શહેરીઓને વેઠવાં પડે છે અને એજ કારણ બાળ-મરણોના વધારાનું પણ એક ભાગે લેખી શકાય.

ખોરાક તરીકે દુધ માટે આ પુસ્તકમાં વહેવારૂ ઉપાયો સુચવી દાંત અને દાંતના દુઃખો સમજાવી, બાળકોને થતાં અજીરણ અતેસાર, ગોવરાં, સહીયડ, મરડો કરમ વીગેરેના કારણો તથા ઉપાયો પાછળ આ પુસ્તકનો મોટો ભાગ રોકી ઘરગતુ ઉપાયો અને સંભાળથી એક માતા પોતાનાં બચ્ચાનું ભવિષ્ય કેવી સરસ રીતે ઘડી શકે તેની લંબાણ સમજણ આપી છે. આ પ્રકરણ ઘરના ડૉકટરના ઘરગતુ ઉપાયોથી ભરપુર છે અને તેથી માતાઓને ઘણું કિંમતી જ્ઞાન મળી શકશે.

લગભગ ૮૦૦ ઘર-ઉપયોગી તેમજ સંસાર ઉપયોગી બાબતોને સમજ પડતી સરળ ભાશામાં અત્રે સમજાવવામાં આવેલી નજરે પડે છે. તેમાં ઘણા દુઃખ દર્દોના વનસપતીના અજમાવેલા ઉપાયો આપેલા છે. આ બાબતો કેટલી તરેહની હશે તેનો ખયાલ તેનું દલદાર વીગતવાર સાંકળિયુંજ બહુ ઝટમાં આપે છે. કર્તા કહે છે તેમ તેવણે માથે લઈ બાળ-હીતનું એક પ્રજા ઉપયોગી કાર્ય બજાવ્યું છે, એક પ્રજાને સુખ તંદરોસ્ત બનાવવાથીજ દેશની આબાદી થઈ શકે છે. ભવિષયની પ્રજાનો આધાર માતાની સમજદારી ઉપરજ રહે છે અને માતાને તે સમજદારી ખાસ કરીને આજની સ્કુલોમાં જોઇએ તેવી રીતે મળતી ન હોવાથી આવાં આવાં પુસ્તકોથીજ તેમની પુરવણી થઇ શકે ઇંગ્રેજીમાં એવાં અનેક પુસ્તકો મળી આવે છે પણ એ ભાષા નહી જાણનારી આપણી ગુજરાતી વાંચી શકતી માતાઓને માટે તો તેહેમની સ્વ-ભાષામાં લખેલાં એવાં પુસ્તકો ઉપર આધાર રાખવો જોઇએ

[૧૧૫ સફેથી ચાલુ]

હશે તો પણ એ ત્હમારા બાપને માય છે, એટલુંજ સમજીને ત્હેમના ઉપર પ્રેમભાવ રાખો. સિંહ અને વાઘ જેવાં ભયાનક જનાવરોને જોઇ સર્વ લોકો તેમનાથી ડરે છે, પણ ત્હેમનાં બચ્ચાં તો ત્હેમની આગળ નિર્ભયપણે ગમે એવા લાડ લડે છે, લાતો મારે છે, કરડે છે, આમ છતાં તે બચ્ચાંની સંભાળ તો તેમનાં ફાડી ખાનારાં મા-બાપજ કરે છે, કેમકે ત્યાં બાપ બચ્ચાંઓ વચ્ચે પ્રેમ રહેલો છે; ત્યાં માતા ને છોકરાં વચ્ચે ખાલેસ પ્યાર નમેલો છે. જો બેટો બાપને ના-ફરમાન હોય, તો તે પોતેજ ના-ફરમાની દેખવાનો. પુત્રી માવ-તરને બેઇમાન નિવડી, તો તેના ખમ્યાજા ત્હેણીજ ખેંચવાની, માથે કાળચક્ર ચઢે ત્યારે ભવનચક્ર પણ ચઢે, " જેવા બાપ તેવા બેટા " એ પણ વળી સાથે સાથેજ યાદ રાખજો.

× × × ×

આ ત્હમારાં ઘરમાં તાબેદારી નાફરમાનીને મારજો ! સલાહ સંપ કજીઆ કંકાશ ને મારી હઠાવો ! પૈસાના લોભને અને બખીલાઇ કે કંજુશાઇને દુર કરજો. સખાવત અને દાન ધર્મના ઉદાર દિલથી આવકાર આપજો ! ત્હમારાં ઘરમાં સભ્યતા, વિવેક, મરજાદા, ને મલાજાનાં હથિયારો વડે અહંકાર તથા તુંડાઇને જીતી લ્યો. ! સત્ય વચન વડે તમારી પવિત્રાઇને ખરાબ કરનારાં જુઠાણાંને-તોડી નાખો ! એમ કીધાથી ત્હમારાં આ કબીલાવાળાં ઘરમાં સરોશઇઝદની મારફતે ભલી ઇજશનેઓ, ભલી આરાધનાઓ. અસર કરે એવી ઇજશનેઓ અને અસરકારક આરધનાઓ કેવી કેવી ઉત્તમ બેટો લાવશે ! તંદોરસ્તીના હદીઆ તથા દોસ્તી ઉપજન કરનારાં નઝરાણાં લેવાને બધા અમશાસ્પંદ સાહેબો ત્હમારાં સંપીલાં ઘરમાં પધારશે, અને કુટુંબ કબીલાનું લાંબા કાળ સુધી સંરક્ષણ કરશે, તાબેદારી ઉઠાવનારાં ત્હમારાં આ ઘરમાં સુખશાંતિ, અશાંતિવાળું બેરેહ, રાહત ભર્યું

[વધુ માટે જુવો સફો ૧૧૯ મો.]

**છે જે હજી ઘણુંજ જુજ છે.** આ દેશમાં ન્હાની ઉંમરે માતા બનવાથી બચ્ચાંની જતન માટેના જરૂરી જ્ઞાનની કોતાહીથી દર સાલ લાખો બચ્ચાંઓ એક વરસની ઉંમરે પુગયા અગાઉ કમોતે માર્યા જાય છે. તેમને ઉગારવાને પ્રજા રક્ષકોની પહેલી ફરજ છે. વળી જે શેહેરોમાં ઉદ્યોગી ખાતાંઓ અને ખાસ કરીને સુતર કાંતવા તથા કાપડ વણવાની મીલો તથા બીજા એવા કારખાનાઓમાં સ્ત્રીઓ કામે લાગે છે ત્હેમનાં બચ્ચાંઓની સંભાળ ત્હેમની ગુજરાણ માટેની રોકાણને લીધે બની શકતી નથી તેથી ત્હેમના બચ્ચાંઓ ન્હાની ઉમરે મરણ પામે છે એવો ગમખાર મામલો જોઇ હાલ ગરીબો માટે મેટરનીટી હોમો નિકળ્યાં છે અને તેવા વખતમાં આપણા સુપ્રસિદ્ધ શહેરી શેઠ નશરવાનજી ન. વાહડયાએ રૂ. ૧૬ લાખની સખાવત એક તડાકે કરી આ અતિ ભલાં કામમાં મદદ કરી ખરો જરથોસ્તી ઉમદા ખવાસ બતાવી આપી કોમની મગરૂરીમાં વધારો કીધો છે. **ગરીબાઈ એ બાળ મરણોનું કારણ છે તેમાં અજ્ઞાનપણું ટાળવાને જુદા જુદા પ્રકારના ઉપાયો લેવા જોઇએ છે. જેમાંના** એક ચોપાન્યાં તથા પુસ્તકો મારફતેનો છે. બચ્ચાંને માટે સોજાં દુધની જરૂર છે, તેને લગતી જરૂરી સમજણ પણ માતાઓને મળવી જોઇએ છે. **માતાનું દુધ 'મોટે ઘર' ના બચ્ચાંઓને મળતું નથી તે ફેશનની ફીશયારીને લીધે છે. સારૂં છે કે ગરીબ માતાઓને એ વરણાગી પરવડતી નથી.** છતાં તેમને પણ બચ્ચું આશરે એક વરસનું થયું કે તેના ઉધરભાવ માટે બાહરના દુધની જરૂર પડે છે. સોજાં દુધથી કેટલાંક ભુખમરાથી તવળતાં બાળકોનો બચાવ થઇ શકે છે. **મિ. પોલીશવાળા કહે છે તેમ એકથી ત્રણ વરસની વયનાં સોએ ૯૦ બાળકો મોતના ભોગ થયા છે તેમાંના કેટલાં એવાં હશે કે જેમને જો યોગ્ય તક મલતે તો કદાચ ત્હેઓ દેશ રક્ષકો અને દેશ સેવકો બની લાખોના લાભ સાચવી શકતે.**

[૧૧૭ સફેથી ચાલુ]

સુખ, આનંદ આપનારી અક્કલવાળાં ફરઝંદો આ ઘરને છોડીને ચાલ્યાં નહીં જશે. વળી જે ચીજો દિલાસો દેનારી છે, રાહત ને શાંત આપનારી છે તેની, તથા અશિરવંધની લાંબી દોસ્તી આ સંપીલાં ઘરને કદિ પણ છોડી જશે નહીં. ગોલ્ડસ્મીથ કુળમાં બચ્ચાંઓને ન્હાનપણથીજ એવા મુદ્રાલેખવાળો પોશાક પહેરાવે છે કે, "સંપથી, એક દિલીથી, તાબેદારીથી, અને પ્રયત્નથીજ આ વંશ ફાવ્યું છે!" કહેવતમાં કહ્યું છે કેઃ—

**રહે બારા બરસ મૂનિ, ન મૂં ખોલે ન કુછ બોલે;**
**તપે ધુની, નહાએ ગંગમેં, બનમેં સદા ડોલે;**
**હિમાયલમેં ગલે, પૂજા કરે, ફિર સબકોં લે;**
**પિતા સેવા રહે ભારી, તરાજુમેં અગર તોલે.**
**નિકલના હય કઠિન ઇસકો બડા કહવા હય યે મેવા;**
**મગર સંસારકે જપ તપસેં બઢ કર હય માત સેવા.**

× × × ×

હે પુત્ર! ત્હારા પિતાને ખરાં અંતઃકરણથી માન આપ, ને ત્હારી માતા વિષેની કાળજી તું ભુલતો ના. ત્હારે માટે ત્હેમણે જે જે કાંઇ વેઠાય એટલું વેઠયું તેનો બદલો ત્હારી સેવા ચાકરીથીજ વાળી આપ. મા બાપે પાળી પોષી મોટાં કર્યાં, બચપણમાં લાડ લડાવ્યા, માગ્યું તે હાજર કરવામાં તત્પર રહ્યાં, પડયો બોલ ઉપાડી લીધો, ત્હમે જરાએ બિમાર પડયાં કે ત્હેઓ ગાંડાં ઘેલાં થઇ હરણફાડ રહી વીસ વીસ રાત ઉજાગરા ને ભૂખમરા વેઠયા, ને ત્હમારી અજ્ઞાનને નિરાધાર સ્થિતિની સંભાળ રાખી ત્હમને શિખવ્યાં, ત્હમને સદ્‌ગુણી અને સદાચરણી કર્યાં, એટલા એટલા ઉપકારો માબાપે કર્યાં, કે તે કદિ ન ભુલાય એવા આભારો ને એહેશાંનો કીધાં,

[ વધુ માટે જુવો સફો ૧૨૧ મો. ]

**આ પુસ્તકની કિંમત રૂ. ૪ ઠેરવી છે જે તેનાં કદ તથા સુંદર બાંધણી તરફ જોતાં તેમજ આજે છાપવાના ખર્ચ વધી ગયા છે તે તરફ જોતાં ઝાઝી નહી લેખાશે. છતાં કર્તાએ સ્કુલમાં શીખતી છોકરીઓ માટે યા કોઇ મહુંમોના નામે સખાવત તરીકે વહેંચવા માટે વધુ નકલો લેનારને એથી પણ ઓછા ભાવે આપવાને ગોઠવણ કીધી છે તે આવકારદાયક થઇ પડશે.**

વળી આપણી તરફ ફર્સ્ટ એડનું શિક્ષણ તાત્કાલીક ઉપાયો માટે દાખલ થયું છે તેને લગતું **આ ચોપાડીમાં જરૂરી જ્ઞાન પણ સમાવેલું છે તેનો લાભ સેનીટરી એસોસીએશનો લઇ શકશે.**

**શીખતી છોકરીઓએ ભવિષની માતા બનવાનું છે તેને માટે તૈયારી કરવાને કેટલાંક ખાસ જ્ઞાનની જરૂર છે તે અત્રેથી મળશે. તેમજ જે બાનુઓ માતાનો પવિત્ર અધિકાર ધરાવે છે તેમને ખુદ આવાં પુસ્તકો વાંચવાથી ફાયદાજ થશે અને એ રીતે જોતાં ગુજરાતી વાંચનાર હરેક કુટુંબ માટે આવાં પુસ્તકોની જરૂર સિધ્ધ થાય છે.**

**"જામે જમશેદ."**

---

## આ ચોપડી ભેટ આપવા માટે બહુ સારી છે. ટ્રાઈ કરી જોજો.



[૧૧૮ સફેથી ચાલુ]

એટલુંજ નહીં, પણ ત્હમારો સંસાર આયંદે સુખી કરવા સારૂ સુંદર સાસરાં અપાવી મોટા ખરચો કર્યા, એવા માય બાપના પ્રેમની, ગુણની, અને આભારની ગણત્રિ થઇ શકવા જેવી નથી, તો તેમની ઘડપણે ચાકરી ઉઠાવી આજ્ઞા પાળી ત્હેમને પ્રસન્ન રાખવા જેટલું પણ રૂણ દિકરા દિકરીએ શું અદા નજ કરવું ? શું કૃતઘ્નીજ રહેવું ? ત્હેમને સંતોષવાં, રાજી રાખવાં. અને ત્હેમની કીર્તિ વધારવાથી તે ઘરડાં વડાંઓનાં મુખ ઉપર જે આનંદનો પ્રકાશ જણાય તેજ ઇશ્વરનો આનંદ, ત્યાંજ સાક્ષાત્ ઇશ્વરનાં દર્શન, અને ત્યાંજ સ્વર્ગનો મહિમા ત્હમને જરૂર જણાશે, માટે માતા પિતાને સાક્ષાત્ દેવતા કિંવા ફરેસ્તા માનીને સર્વ પ્રકારના પ્રયત્નથી સર્વદા બાળકોએ ત્હેમની સેવાજ કર્યા કરવી. આટલા ઉપકારો કીધા છતાં જ્યારે કછોરાં પુત્રો પુત્રી મા બાપને દગો કરે છે, ત્યારે ત્હેમનાં કાળજાં કેવાં ચિરાતાં હશે ? માહું પિતાને બહુ લાગે છે, પુત્ર દગો દે જ્યારે, અથવા આપત્તિ અવસરમાં અગાગો થઇ ધિક્કારે. પ્રિત પ્રથમ કરી પછી તરછોડે, પીડામાં પ્રતિકૂળ; ઝડ ઝડ છાતિ ત્યારે બળતી, જાણે નિકળે શૂળ. હાય ! મમ પૂત્રે આ શું કર્યું ! કલ્પાંતજ એમ કરે છે; નાખીને નિશ્વાસ નિરંતર, આંખે આંસુ ભરે છે. વાડ ગળે વેલાને ત્યારે. કયાં કરવી ફરિયાદી; એમ દૈવનો કોપ ગણીને, પામે પીડ પ્રસાદી. ગડપણુ આવ્યું એટલે મા બાપના હાથ પગ રહી જાય છે, દાંત પડવાથી ખવાતું નથી ને ખાય તો હજમ થતું નથી, આંખે દીસતું નથી, કાને સંભળાતું નથી, મ્હોંઢામાંથી લાળ પડે છે. સરૂપનું કરૂપ થઇ જાય છે, કોઇ પાસે આવીને ઉભું રહેતું નથી, દિકરાં દિકરી પ્રીત કરતાં નથા, એવી આપદા વ્હેલા ભરેલી સ્થિતિમાં મા-બાપને દિકરાં તરછોડે ત્યારે ત્હેમને જે દુઃખ થાય છે, ને હાય મારે છે, તે જોયલાં જોવાતાં નથી કે સાંભળેલાં સંભળાતાં નથી.

[ વધુ માટે જુવો સફો ૧૨૩ મો. ]

# "સંગ તેવો રંગ."

## પારસી સંસારની મોટી ચાનક આપનારી

## બોધદાયક વાર્ત્તા.

**વાર્ત્તાઓ વાંચો અને વંચાવો તો સારી ને નીતિજનક હોય તેનેજ પહેલી પસંદગી જરૂર આપજો, આજે બજારમાં જે જે કીસમની વાર્તાના પુસ્તક ઉભાય છે તેવું આ પુસ્તક નથી, અને ત્હમારી ખાત્રી કરવી હોય તો આજે, "સંગ તેવો રંગ"** નામની મોટી પારસી સંસારની બોધ તેમજ ચાનક આપનારી વાર્તાની ચોપડી જરૂર મંગાવી વાંચશોજી. **આ ચોપડી માટે પુષ્કળ અભિપ્રાયો મળ્યા છે. તેમજ દરેક વર્તમાનપત્રોએ પણ વખાણી છે.** તેમાંના આગેવાન વર્તમાન પત્રોનો થોડોક સાર હેઠળ રજુ કર્યે છીએ.

" વાર્તાના ઘણા પ્રકરણો લક્ષ પુગાડવા જોગ છે."

" બંધારણ ચાલુ સમયને અનુશરતુજ છે. "

" આમાના દરેક પ્રકરણો રસથી ભરપુર છે. "

"વાર્ત્તાના દરેક પાત્રોનું ચિત્ર સારી રીતે દોરવામાં આવેલું છે."

"અફલાતુન માણસોના નઠારા યા સારા સંગતનું ફળ આ વાર્ત્તામાં આબેહુબ મળે છે."

"દુન્યામાં" "રંગ-સંગ" "સોબત અસર" કેવી હોય છે, તેનો ખ્યાલ આ વાર્ત્તા ખુલ્લી રીતે આપે છે.

"પ્રસંગોપાત ટીકાઓ ને વાર્ત્તાના બનાવો લક્ષ ખેંચે તેવાજ છે."

**"જામે જમશેદ."**

[૧૨૧ સફેથી ચાલુ]
**લોર્ડ એકન** કહે તેમ, ત્હેમનાથી એકજ રીતે કુદરતને તાબે થવાય છે તે એજ, કે ત્હેમને કુદરતને તાબે થવું પડે છે. પરંતુ ત્હેમની હાય બચ્ચાંનેજ લાગે છે. ત્હેઓ તો બાપડાં ગમ ખાઇને જુદા જુદા કરતાં સહન કરે છે, મૂગે મ્હોંઢે રામ રામ પોકારીને દુઃખી અવસ્થા પસાર કરે છે, પરંતુ ત્હેમના કપુતોને ત્હેમના શ્રાપ લાગ્યા વગર રહેતાજ નથી.

× × × ×

નવાં વરસને દહાડે ઇશ્વર સ્મરણ કરીને તમે પહેલાં કોને પગે પડશો ? પ્રથમ કોને નમશો ? તમે કોની સાથે પહેલી હમાજોર લેશો ? તમે પરસ્પર પહેલું કોને સાલ મુબારક ઇચ્છશો ? માયાળુ માજીને અને વ્હાલા પિતાજીને, દહાડેવારે આપણાં છોકરાં આપણી સેવા ચાકરી ઉઠાવનારાં થાય, આપણને માન આપે. તેટલા માટે ત્હેઓને ભલાં શિક્ષણ થવાનું માયાળુ સ્વભાવ રાખીને મા બાપે આપવાની જરૂર છે. તેમજ બચ્ચાંને સારા કરવા થકી મા બાપે પોતે પ્રથમ સારાં, શુદ્ધિ અને નિરાભમાની થવું જોઇએ. આપણે અનુભવથી જાણ્યે છિયે, કે નઠારાં મા બાપ પણ પોતાના છોકરાં સારાં નિવડે એવુંજ ઇચ્છે છે. પોતે સારાં ન હોય તોયે પોતાનાં બચ્ચાં પણ સારાં ન નિવડે એવું માબાપો ચ્હાતાં નથી. જુદાં મા બાપ પોતાના છોકુ સાચાં નિવડે એવુંજ માંગે છે. દારૂડિયાં કે જુગારી કિંવા વ્યભિચારી માતા પિતા હશે. તોએ પણ પોતાના દિકરા દિકરી તો મિતાહારી, સદાચરણી, અને પવિત્ર બ્રહ્મચર્ય પાળનારાંજ નિવડવાની આશા રાખે છે. ઝાડનો રસ ચુસી લેનારથી ઝાડ નક્કી ચુસાઇ જાય છે, તોપણ પોતાનું ધાવણ ધાવેલાંના પ્રેમમાં તે પાછું પ્રફુલ્લિત થાય છે, કેમકે તેજ ધાવનાર તે ઝાડને તાપના દહાડામાં પાણી પાવાની કાળજી રાખે છે. તેજ પ્રમાણે માતાનું તત્વ ધાવેલા પુત્ર ઘડપણ જેવા અતિ તાપિત દિવસોમાં તેને અન્ન પાણી આલશે

[વધુ માટે જુઓ સફા ૧૨૫]

" આ વાર્તા રસિક ને જ્ઞાનદાયક છે. "

" ભાષા સરળ ને સાદી છે. "

" વાર્તાના દરેક પાત્રોનું ચિત્ર ઘણી સારી રીતે દોરવામાં આવ્યું છે. "

"લેખકની કેટલીક પસંગોપાત ટીકાઓ આપણુ ધ્યાન ખેંચે છે."

એક ચાનકરૂપી અને બોધદાયક વાર્ત્તા તરીકે દરેક જુવાન ગ્રહસ્થ યા બાનુના હાથમાં તે વાંચવા આપવાથી "સંગ તેવો રંગના કિંમતી પાઠો ત્હેઓ અચ્છી રીતે મેળવી શકશે."

" કયસરે-હિંદ. "



"મિ. દી. ન. પાવરી બી. એ. તરફથી "સંગ તેવો રંગ" નામનું વખતને અનુસરતા પાત્રોથી બોધદાયક બનેલું વાંચવા જોગ વાર્ત્તાનું પુસ્તક પ્રગટ થઇ બહાર પડયું છે."

"વાર્તા વાચવાનો શોખ ધરાવનારાઓને એ પુસ્તક અલબતા રસિલું તેમજ આવકારદાયક થઇ પડે છે."

"પાત્રો નીતિજનક તેમજ સારી સંગતનું ફળ દેખાડે છે."

"આ નવલકથા દુન્યાના બનતા કરૂર અને ફીરેસતાઇ કામો કેવા છે; અને તેનો અંજામ કેવો આવે છે તેનો એક બોધદાયક ચિતાર રજુ કરે છે."

" સાંજ વર્તમાન "



[૧૨૩ સફેથી ચાલુ.]

એ ઉમ્મેદથી પોતે પાઈ દીધેલાં દૂધ માટે પ્રફુલ્લિત થાય છે. જે દિકરો તાબેદાર ને ડાહ્યો હોય ત્હેનો બાપ આનંદી દેખાય છે, અને પ્રભુના આશિષો તેના ઉપર ઉતરે છે એટલા માટે વડાં મા-બાપના સફેદ બાલ તરફ નજર રાખીને, ત્હેમનો મલાજો અને અદબ રાખવાથી ઘણોજ વૃધ્ધિ અને ઘણોજ વડો જે પાક કીરતાર, તે ત્હમારા ઉપર પોતાની પસંદગી જરૂરજ ઉતારશે. જેઓ વડીલોનું માન નહીં સાચવે ત્હેઓ લાયકીવાળાં ગણાતાં નથી. ત્હેઓને ઉઠી ઉભાં થઇ ઇઝત આપવી, ત્હેમને બેસવા માટે પહેલે જગા કરી આપવી, ત્હેમના સાથે વિવેક ને નમ્રતાથી વાતો કરવી, દરેક રીતનાં સલુક વાપરવાં, ત્હેમના ત્યે અવિવેક કે બેઅદબી નહીં કરવી, ત્હેમની સામા દાંત કાઢીને હસવું નહીં, અને ત્હેમના મોભા દરજ્જાને છાજતી ચાલ ચલાવવી, એ બધા સપુતનાં લક્ષણો છે, આમ છતાં જે દિકરો પોતાના મા-બાપ પ્રત્યે નઠારી ચાલ ચલાવે છે તે પોતે ઘડપણમાં તેવોજ નતીજો પામે છે. જે પથારી ઉપર પોતે રાતે સુવાનો છે તેજ પથારી ઉપર તે દિવસે પાણી છાંટનો કહેવાય છે. કયાં બેટા બેટીઓને ત્હમે એવાં દીઠાં છે કે જેમણે પોતાનાં મા બાપને રંજાડયાં છતાં ત્હેમને ત્હેમના બચ્ચાંઓએ રંજાડયાં નથી? કયાં નાફરમાન નાલાયક ને નિમકહરામ બ્યારને ત્હમે ખુદાતાલાના તરફથી શિક્ષા પામેલાં નથી દીઠાં? એટલા માટે હે વાંચક ભાઇઓ! આજે ત્હમારાથી જે કસુર ને નાફરમાની ત્હમારા પિતાજી તરફ થઇ ગઇ છે, તેને માટે ઝટ ઉઠો, ને ત્હેમના પગ પર માથું મૂકીને માફી માગો. હે, બ્હેનો! ત્હમે પણ હમણાજ ઉઠો અને હમણાજ દરગુજરી ચાહોને! હે દિકરા! તું બાપનો તાબેદાર થા, કે બીજાઓ આગળ હું સરફરાઝી લઉં. હે બેટા! તું મા બાપની સેવા ઉઠાવનારો નિવડે તો હું મ્હારા શેઠને છાતી ઠોકીને કહી શકું કે; "**જેનો દિકરો તાબેદાર છે ત્હેનો હું બાપ થાઉં છું!**" માટે હે દિકરા, તું ડાહ્યો ને શાણસલુકનો થાય તો ત્હારા

[વધુ માટે જુવો સફા ૧૨૭ મો.]

"લખનારે ચોકઠું ચોકસાઇથી ગોઠવ્યું છે."

"આ વાર્તામા રસ્તે રસ્તે સારો રસ જામતો જાય છે."

"ઉધરતી લાડઘેલી છોકરીઓને ચેતવણી રૂપે અચ્છો ખોરાક પૂરો પાડે છે."

"ચિતાર થોડાક કોરગાઓને બંધ બેસ્તો છે."

"આજકાળની ગૂજરાતી વાર્તાઓમાં જે પીંજણો આવે છે તેવું અંદર કશુ દેખાતું નથી."

" પ્રજા મિત્ર "

× × × ×

ઉપળા મતો જ્ઞાનવર્ધકમાં લંબાણથી પ્રગટ થયલા છે ને બીજા પુષ્કળ મતો આ શ્રેષ્ટ વાર્ત્તા માટે મળેલા છે. **આ વાર્તાના ૫૩ પ્રકરણો છે, ને તે મોટા કદના ૨૭૬ પાના સાધારણ તાઇપોમાં છાપેલા છે, તે છતા કિં. માત્ર રૂા, ૧॥। જ છે.**

કુટુમ્બમાં વાંચવા, લાયબ્રેરીમાં રાખવા લાયક, જાહેરછાપાઓએ વખાણેલું આ પુસ્તક છે. વધુ નકલો ખરીદનારને સારૂ કમીશન આપવામાં આવશે. મળવાનું ઠેકાણું:—**"જ્ઞાનવર્ધકની ઑફીસ" નં. ૫૨૩ કાંતાબિલ્ડીંગ કાલબાદેવી, મુંબઇ. જ્ઞાનવર્ધકના ગ્રાહકો પાસેથી બુકપોસ્ટ, રેજીસ્ટર્ડ ને વી. પી નો ખર્ચ લેવામાં આવશે નહી.**



[૧૨૫ સફાથી ચાલુ]

બાપ થતાના જીગરને કેવી ટાઢક થશે! મ્હારો આત્મા કેટલો ખુશ-નુમ થશે! શું તેં નથી જાણ્યું ? કે " A foolish son is the calamity of his father. " નઠારો છોકરો ત્હેના બાપની એક મોટામાં મોટી આફતજ છે. **નઠારા બચ્ચાં તો વગર લાકડે પોતાનાં મા-બાપને બાળનારાં છે.**

× × × ×

ગ્રીસ દેશની માતાઓ તો વળી બચ્ચાંને પાળણે પોઢાવ્યા આગમચ આતશ રોશન કરીને જોળીની આસપાસ ત્રણ ફેરા ફરીને બચ્ચાંને આશિષો દે છે. પોતાની માતાના આશિર્વાદો પામેલો બોના-પાર્ટ પોતાની ઉજ્જવળ નામાંકિત જીંદગી માટે જેમ પોતાની માતાના ગુણોને આભારી હતો, તેમજ ઓલીવર ક્રોમરમાં પ્રભુ પ્રત્યેનો પ્રેમ, ધૈર્ય, દરેક કામ પાછળ ધીરજ ભરી ખંત, સંસારની શાણુપટ અને સાદી જીંદગી એ સૌ ત્હેની માતાની સેવામાંજ ઉતરેલાં હતાં. હોલેંડ દેશની માયો તો બચ્ચાંના પાળણાંમાં મૂળો તથા એક પાઉંની કાતરી અને મીઠું મુકી બધા શુકન માંગતી માંગતી હિંચકા ખવાડે છે. ટૂંકમાં કહો તો, દિકરાં દિકરીએ બરાબર મનમાં ઠસાવવું જોઇએ. કે જે સેવા ચાકરી મોટપણે માબાપની કીધાથી પોતાના અંતરાત્માને સુખ થાય તે ઘણા આદરમાન અને ભાવની સાથે કરવી, તેમાં જે વિપરીત કર્યું હોય તેનો તો ત્યાગજ કરવો કેમકે,

यं मातापितरौ क्लेशं सहेते संभवे नृणां ।
न तस्य निष्कृतिः शक्या कर्तुं वर्षशतैरपि ॥

× × × ×

બચ્ચાંના જન્મ વખતે માવબાપ જે કષ્ટ ખેંચે છે, જે કલેશ માથે ઉઠાવે છે, અને જે દુઃખો સહન કરે છે, તેનો બદલો તો સો વર્ષે પણ દિકરાં દિકરીથી વાળી શકાવાનો નથી. માટે ત્હેનો ને

[ વધુ માટે જુવો સફો ૧૨૯ મો. ]

તહમારે માટે, તહમારા કુટુંબ માટે, ને લાયબ્રેરી
માટે એક ઉત્તમ પુસ્તક

# "ઇરાનીયન નાઇટ્સ."

લખનારઃ—મા. એ. વાછા.

મરદ યા ઓરત-જવાણ યા જઇફ માટે, ખાસ
લખાયલી બહુજ સારી ૨૨ વાર્તાઓનું,
ડેમી ૮ પેજી ૧૭૫ સફાનું, સારી છપા-
મણીનું-ગ્લેઝ કાગળો-પક્કા પુઠ્ઠાં સાથે,
આ ભયંકર મોંગવારીમાં કિંમત

**માત્ર રૂ. ૧ાા. પોસ્ટેજ મફત.**

મનીઆડરથી રૂ. ૧ાા નં. ૫૨૩ કાંતા
(બલ્ડીંગ કાલબાદેવી, મુંબઇ (જ્ઞાનવર્ધકની
ઓફીસમાં) મોકલવાથી રવાના કરીશું. આ
ચોપડી અરેબીયન નાઇટ્સની ઢબ ઉપર રચ-
વામાં આવી છે ને માત્ર થોડીક નકલો હવે બાકી
છે, માટે જરૂર એક કાર્ડ લખી મંગાવી લેજો.

[ ૧૨૭ સફેથી ચાલુ. ]

બંધુઓ, ત્હમારાં માબાપની સેવા ચાકરી આંખને જોરે ઉઠાવજો. ત્હમે વિચાર કરો કે લાકડાંના એક ટુકડાને દરિયા, નદી, કૂવા કે તળાવનાં પાણી છે તે ડૂબી મરવા કાં દેતાં નથી ? એટલાજ કારણે, કે પોતાનાં થાનમાંનું દૂધ જે પાણી, તે પાઇને જેને બચપણમાં પોતે ઉધારેલું–ઉછેરેલું, તે લાકડાંને હરદમ પોતાની છાતીની સપાટી ઉપર રાખી મેલીને પોતાનો પ્રેમ અને લાગણી જાહેર કરે છે. છોકરાં મોટાં થઇને, જે મા–બાપે ત્હેમને ખવાડી પીવાડીને ઉપકારો કરેલા, તેનો બદલો, જો લાકડાં અને પાણીના ઉદાહરણે પણ, પાછો વાળે તો ત્હેઓ ઉપકારીજ કહેવાય. માબાપ રૂપી સરોવરનાં પાણી દિકરા રૂપી વહાણને કદી ડૂબવા દેશેજ નહીં.

× × × ×

મા–બાપનાં સુખમાં ભાગ લેવો ગમે છે, તો ત્હેમના દુઃખમાં ત્હમારે અલગ નજ રહેવું જોઇએ. મા–બાપની તંગીને વખતે પોતાની પાસે જે હોય તેનાથી ત્હેમને મદદ કરવી એ બચ્ચાંની ફરજ છે. ત્હેમના ભીડને વખતે જે કાંઇ ત્હમારૂં છે તે ત્હમારાં માત પિતાનુંજ સમજી રહેવું. ગમે તેટલાં દુઃખમાં મા–બાપને દિકરા દિકરીનો પરસ્પરનો પ્રેમ ઘણું દુઃખ ઓછુંજ કરે છે. દુઃખમાં ભાગ લે એજ ખરાં દિકરા દિકરી, અને ત્હેમનો ખરેખરો ધર્મ પણ એજ છે. વેળા વેળાની છાંયડી છે. કોઇનો એક સરખો સમય રહેતો નથી. કુદ્રત માણસને બહુ વાર સંપૂર્ણતાની ટોચ ઉપર જેવા વેગથી ચઢાવે તેવાજ વેગથી ઢોળી પાડે છે. એક ડાહ્યા લેખકે દિકરા દિકરીની આજની રીતભાત ઉપર બળાપો કરતાં જણાવ્યું હતું કે, "આજના જમાનામાં છોકરાંઓ મા–બાપને જેવું જોઇએ તેવું માન આપતાં નથી. માટે મા–બાપ પ્રત્યે પુજ્ય બુધ્ધિથી જોવાની ટેવ બાળકના મનમાં બચપણથીજ ઠસાવવી જોઇએ. મા–બાપની આજ્ઞા પવિત્ર અને ફરી નજ શકે

[ વધુ માટે જુઓ સફો ૧૩૧ મો. ]

NO 5, PRINCESS STREET
DHOBITALAO, BOMBAY.

# KANGA BROS.

WATCH MAKERS BY BIRTH
&
JEWELLERS OF THE DAY.

[ ૧૨૯ સફેથી ચાલુ. ]

એવી ગણવાને ત્હેને શીખવવું જોઇએ, પણ આજકાલ તો મા બાપે ત્હેની બરોબર વય અને દરજ્જાની હોય એવી રીતે બાળકને ત્હેની સામું બોલવાને, ત્હેના હુકમનું અપમાન કરવાને, ત્હેની સાથે વાદ-વિવાદ ચલાવવાને અને ત્હેને દમ ભરાવવાને છુટ આપવામાં આવે છે. સ્વતંત્રતા, સમાનતા, અને ભ્રાતૃભાવની આ તો હદ થઇ! પ્રાચીન કાળમાં મુરબ્બીઓ, વડીલો, અને કુલપતિઓને, તેમની પ્રજા, ત્હેઓ દેવતાઇ અવતાર હોય એવીજ રીતે ગણી ત્હેમને માન આપતી; અને તેમ થવુંજ જોઇએ. પણ હાલ તેમ થાય છે? બાપને "ડોસા" ને નામે અને માને "ડોસી" કહી અપમાનાર્થે ઓળખાવાય છે. આપના આજકાલના જુવાનીઆઓ ત્હેમને હયાતિ આપનારાં પ્રત્યે કેવી તોફા ભાષા વાપરે છે! વળી ત્હેમને મનથી આપણા જુના અને શાદા શબ્દો "મા અને બાપ" તો હલકા લોકને વાપરવા યોગ્ય લાગે છે! પણ કદાચ ત્હમે કહેશો કે, મા-બાપને માન અપાય એવું થવાને માટે ત્હેઓ હાલ છે તે કરતાં વધારે લાયક થવાં જોઇએ એ બાબતમાં હું ત્હમારી સાથે મળતો થાઉં છું, ત્હેઓ વધારે લાયક થવાંજ જોઇએ. બાળકને ઉછેરવાની જોખમ ભરેલી ફરજો ઉઠાવવાને ઘણાં થોડાં મા-બાપો લાયક છે, એ વાત જાણી મ્હને ખેદ થાય છે." હંસના ઈંડાં ઉપર જ્યારે મરઘી સેવન બેસે છે ત્યારે તેની બુનયાદ માટે હંસની માદાને વસવસો ને સંતાપ ઉપજે છે કે, હંસની બુનિયાદ જતી રહેશે.

* * * *

આમલા ઇરાની વડવાઓમાં આ અવશ્યનો ગુણ હતો, કે ગમે એવો જોરાવર રૂશતમ પહેલવાન પણ પોતાના બુઢા બાપ ઝાલની આગળ અદબ વાળીને ઉભો રહી ત્હેની આજ્ઞા પ્રમાણે વર્તતો. રૂશતમ પહેલવાન જ્યારે પણ પોતાની માવતર શેહાબે આગળ જતો ત્યારે

[ વધુ માટે જુઓ સફે ૧૩૩ મો. ]

# K. D. MASTER.

*THE LEADING CUTTER*

&

*TAILOR IN INDIA.*

A well cut suit adds distinction to any figure. A good fitting Dinner suit or Lounge suit of good material well made will last three times as long as a cheaply made up suit.

**K. D. MASTER,**

**Charni Rd. Junction, Grant Road,**

*Bombay.*

[ ૧૩૧ સફેથી ચાલુ. ]

જમીન સૂધી પોતાનું શીર ઝુકાવીને પ્રથમ નમતો હતો. અશ્ફંદિયારે પોતાના બાપ ગુસ્તાસ્પના હુકમને માન આપી, રૂશતમ જેવા બહાદુર પહેલવાન સાથે લડવા જવાની મમે એવી પોતાની નામરજી હતી તે છતાં લડીને, પોતાનો પ્રાણુ બાપનાજ હુકમને અર્પણ કર્યો હતો; અને પ્રાણ ખોવા જતી વેળાએ તે બોલ્યો હતો કે, "પિતાજી! હું આપનો ગુલામ ફરમાંબરદાર ચરણરજ હોવાથી આપની ઇચ્છાને માન આપીને જાઉં છું."

આ એક ઉત્તમ ધાર્મિક ફરમાન છે કે; "કો પેદ ઉ માદ ન ખુશનૂદ બેદ હર્ગેઝ વહેશ્ત ન વિનેદ." જે દિકરા દિકરી પોતાનાં માત પિતાને નારાજ કરે છે તે દિકરા દિકરી માટે બેહેસ્તના દરવાજા સર્વદા બંધજ રહે છે. મા બાપનો પ્યાર પૈસે ખરીદાતો નથી, પણ ત્હેમની આજ્ઞા પાળવાથી, ત્હેમની તાબેદારી ઉઠાવવાથી, અને ત્હેમને માન આપવાથી ત્હેમનો પ્રેમ ખરીદાય છે. દહાડામાં ઇશ્વરનીભક્તિ પાંચ વખત અને મા બાપનીભક્તિ ત્રણ વખત કરવા ઘણાં શાસ્ત્રોએ ફરમાવેલું છે, માટે દરરોજ ત્રણ વાર મા બાપની ત્હમારે ખેર આફિયત પૂછવી, પછી ત્હેમની આજ્ઞા અને ઇચ્છા જાણી લઇને તે પ્રમાણે ત્હમોએ ત્હેમના હુકમો અમલમાં આણવા.

× × × ×

લાર્ડ કેનીંગે માતૃ-ભક્તિ જેવી ઉંડી લાગણીથી કરી છે તેવી થોડાજ લોર્ડોએ બતાવી છે. એની માતાને એક વાર એવી સ્થિતિમાં પોતાનાં બાળકોનો ગુજારો કરવો પડયો હતો, કે નાટકમાં પણ એ માતાને પગારદાર સ્ત્રી નટણીનું કામ બજાવવું પડ્યું હતું. આ વેળાએ કેનીંગ લગાર પાયરીએ ચઢવા લાગ્યો, ત્યારે બહુજ કાકલુદીનાં, દીલબરીનાં, અને જાનની ફીદાગીરીનાં પત્રો ત્હેણે પોતાની માતા ઉપર લખીને વિનંતિ કરી હતી કે, "હવે અમે ત્હમારા દિકરાજ

[ વધુ માટે જુઓ સફો ૧૩૫. ]

# એક તંદુરોસ્તી

## હજાર ન્યામત.

સોલી—( પોતાના ધણીયાણી જરને ) આજે થોડાંક દિવસો થયા હું જોવું છું કે ખાવાપીવાની દરેક ચીજોમાં બહુજ સારો સુધારો થયો છે, અને આગળ કરતા દરેક વાનીઓનો સ્વાદ દાંતમાં રહી જાય તેવીજ ટેબલ પર પીરસાએ છે.!! તેથી માલમ પડેચ કે ત્હને કાંઈ નસુકો હાથ લાગેલો છે.

જર—(પોતાના ધણી સોલીને) આજે ત્હમો તરફથી જે કોમ્પ્લીમેંટ મળીયું છે તેથી કાઇ હરખાઇ જવાતું નથી. પણ પહેલી ભુલ મ્હારીજ હતી, હું ઘરની શીકનેશથી કંટાળી ગઇ હતી, અને માણસો દરેક ચીજો ગમે ત્યાંથી જોયા વગરજ વસાવી લાવતા હતા. પણ ઉપરના કાવસજીના જણાવ્યાથી હવેથી હું દરેકે દરેક ચીજો ન. ૪૮ ગનબો સ્ટ્રીટ, કોટવાળી જાણીતી "મનુ બ્રધર્સની" દુકાનેથી મંગાવું છું. આપણા ઘરમાં દરેક પ્રાવીઝન. પેંટટમેડીસીન, દવાઓ, કોલનવૉટર. પરફ્યુમરી. અને દરેક ઘર વપડાસની ચીજો ત્યાંથીજ મંગાવવાની શરૂ કરી છે. ત્યાંથી માલબી કીફાયતે ને ખાત્રીપુર્વક તદન તાજોજ આવે છે. કે તેથી બરખત પણ રહે છે, ને સીકનેશબી દુર થઇ છે. જ્યારે કામકાજ પડે ત્યારે ૨૪૮૫૭ ત્યાંના નંબરને ટેલીફોન કરીને પણ વારેઘડીએ ગોઠવણ કરૂં છું.

સોલી—ચાલ સારૂ થયું—જો આગળથીજ તેં અક્કલ વાપરીને દરેકે દરેક ચીજો 'મનુ બ્રધર્સને' ત્યાંથી કોટમાંથી મંગાવી હતે તો આટલી દેહ લઠડી પડતે નહીં, ને પૈસાનો ખર્ચ બી થતેજ નહી પણ હાલમાં હવે આ નુસકો છોડતાજ નહી સમજયા.

[ ૧૩૩ સફેથી ચાલુ. ]

ત્હમારૂં બધું ભરણ પોષણ કરશું, ત્હમે હવે નાટક તખ્તા ઉપર જશો નહીં માજી !" છેવટે ઈ૦ સ૦ ૧૮૦૧ માં સેક્રેટરી ઓફ સ્ટેટના નાયબ લેખેનો તેનો હુદ્દો જતો રહ્યો, ને ૮૦૦૦ રૂપ્યાનું પેનશન બંધાયું, ત્યારે તે પેન્શન પોતાની માતા જીવે જાગે ત્યાં સુધી ત્હેણીનેજ અદા કરવાનું ઠરાવ્યું હતું. આથી ઉલટી રીતે જે પુરૂષ કુટુંબનું ભરણ પોષણ કરતો નથી, જેણે શત્રુઓનો નાશ કર્યો નથી, અને જેણે મળેલી વસ્તુનું રક્ષણ કર્યું નહીં તેનું જીવતર વ્યર્થ છે. મા બાપનો ઉપકાર ફેડયા વગર ખુદાની બંદગી કરવી એ રણની રેતીમાં પાણી નાંખ્યા બરાબર છે. જે પુત્ર મા બાપને પડતે દહાડે, પોતાના કુટુંબનાં ભરણ પોષણ માટે પ્રયત્ન કરે નહીં, ત્હેની વિદ્યા વિગેરે બધા ગુણો નકામાજ જાણવા, અને તે પુરૂષને જીવતોજ મૂએલો સમજવો. જે મા બાપને "ફ્રઝંતીમ્ય ખાપરામ" એટલે ઘડપણની અશક્તિમાં ત્હેમનું રક્ષણ કરનારાં અને તાબેદાર દિકરા દિકરીની ઘણી હોંસ હોય છે, તે મા બાપને તુચ્છકારવાં કે ભૂખે મારવાં તેના કરતાં પોતેજ મરી જવું ભલું છે. કે ઉઝેમેમ ચોરેત્ વ્યાનયા પુથ્રેમ પિથ્રે ? કેમકે હે પરમાત્મા ! બેટાના બાપે સાદ મારતાંની સાથેજ તેને અદબ આદબથી બાપ તરફ પ્યાર બતાવતો પણ ત્હારા સિવાય કોઇએ પેદા કીધો નથી.

× × × ×

જેવો દિલ્લીપતિ ઔરંગઝેબ પોતાના બાપ શાહાજેહાંનનો કપુત કહેવાયો, તેવોજ ઈરાન સલ્તનતમાં શીરોય ઉર્ફે કોબાદ પોતાના બાપ ખુશરો પરવીઝનો કટ્ટો શત્રુ લેખાયો છે. ઔરંગઝેબની પડતી બાપ ઉપર જુલમ ગુજારવાથીજ આવી, કેમકે મરવા પડેલા બાપના ખાટલાની નીચે છતો પાણીનો કુરજો હતો તેમાંથી ગોટ પાણી પણ ત્હેણે મરતા બાપના ટળવળાટ છતાં પાયું નહીં. તેજ

[ વધુ માટે જુઓ સફો ૧૩૮ મો.

ઈ. સ. ૧૮૭૨ થી આજ સુધી હર માસે
નિયમીત પ્રગટ થતું, પારસી માલેકીનું
આખી દુન્યામાં સર્વથી જુનું ને
સસ્તું માસિક પત્ર.

# "જ્ઞાનવર્ધક"

જ્ઞાનવર્ધક જેવી કારકીર્દી ધરાવનાર. અને
વિવિધ પ્રકારનો બાબદો પ્રગટ કરનાર, સર્વથી
સસ્તુ આ એકજ માસિકપત્ર છે. જ્ઞાનવર્ધકમાં કેઇ
કેઇ બાબદો પ્રગટ થાય છે તે માટે જરા હેઠળ જુવો.

| | | |
|---|---|---|
| ચાલુ વાર્તા | સબ બંદરકા વેપારી | બોધદાયક વિષયો |
| ટૂંકી વાર્તાઓ | બાનુઓની સલ્તનત | કરકસરની બાબદો |
| સ્કેચીઓ | સાહિત્યની બાબદો | વેદુ |
| રમુજી બાબદો | સાયન્સ | કવિતાઓ |
| તવારીખની બાબદો<br>કાવ્યો | સંગીત<br>સખાવત | દુન્યાના વિદ્વાનોની<br>અંગ્રેજી બાબદો |
| ધર્મ ને સંસાર | કાવ્યો | દુહાઓ, સાખીઓ, |
| વિદ્યા-હુન્નર | અરધાનો ખુરદો | છપ્પાઓ, નિબંધો |
| બાળકોનો બાબ | અધિપતિની બાબદો | વગેરે વગેરે. |

એ ઉપરાંત બીજી સંખ્યાબંધ બાબદો અવાર
નવાર પ્રગટ થતી રહે છે. એ ઉપરાંત પારસી નવા

વર્ષનો નજદીક ૧૫૦ સફાનો દલદાર મોટો અંક મફતજ મળે છે, ને વળી એ ઉપરાંત આ મા-બાપની સેવાનું ઉમદાં પુસ્તક તદન મફતજ મળે છે તે જુદું. એટલે વર્ષે માત્ર રૂા. રા આપી ત્હમો રૂા. ૨ તો [ પારસી નવા વર્ષનો અંક રૂા. ૧, ને આ મા-બાપની સેવાનો રૂા. ૧, ] પાછા લેવો છો, એટલે જ્ઞાનવર્ધક ત્હમોને તદન મફતજ પડે છે.

જ્ઞાનવર્ધક માટે સેંકડો નહી બલકે હજારો ઉંચા મતો ને અભિપ્રાયો મળેલા છે, તે ૧૦ વર્ષો થયા જ્ઞાન-વર્ધકમાં છપાય છે. આજે માત્ર રૂ. રા મોકલી નામ નોંધાવો યા વી. પી. પી. માટે અમોને લખી જણાવો.

"મા બાપની સેવા" નામનું આ પુસ્તક અમો જ્ઞાનવર્ધકના દરેક ગ્રાહકોને અમારી પાસે હશે ત્યાં સુધીજ ભેટ આપીશું, માટે આજેજ એક કાર્ડ લખી સર્વ કરતાં ઉમદાંમાં ઉમદાં આ તકનો લાભ ત્હમો જરૂર લેજો.

ઠેકાણું-નં. ૫૨૩ કાંતા બિલ્ડીંગ.

કાલબાદેવી,-મુંબઈ.

[ ૧૩૫ સફેથી ચાલુ. ]

રીતિ કોબાદે વાપરીને બાપનું મસ્તક છુંદાવ્યા પછી તે સાત મહિના વેર હેરાન ને સરગરદાન થઇ થઇને મૂવો હતો. **કેરા ગુમ શવદ શાહે આમુઝગાર; સઝદ ગર જફા બીનદ અઝરૂઝગાર.** જે બચ્ચાં પોતાના વડીલ મુરબ્બીઓએ દેખાડેલા સીધા સરળ માર્ગે નહીં ચાલે ત્હેઓ જો સંકટમાં આવી પડે, અને આફાશી ઘંટીમાં પિલાઇ જાય, તો તેમાં કાંઇજ ખોટું થતું નથી.

× × × ×

હે માયો ને બાપો ! જો ત્હમારાં બચ્ચાં કહેણુસરનાં, આગ્ના ઉઠાવનારાં, ને માન આપનારા નીમકહલાલ જોવા ઇચ્છા રાખતાં હો, તો ત્હમારાં દિકરા દિકરીને સોના રૂપાંથી લાધતાં ના. દુષ્ટ નઠારાં સંગાતીઓની સોબત કરવા દેશો ના. ત્હેમને વાચાળ બનવા દેશો મા. ત્હેમની ગરૂરી તોડતા રહેજો. ત્હેમના હાથમાંથી જુગારના પાસા ઝટ લઇ લેજો. કોઇની પણ ઠઠ્ઠા કે નિંદા ત્હેમને કરવા દેશો ના. ચાકર નફરો ઉપર ત્હેમને હાથ ચાલાકી કરવા દેશો ના. અને કોઇને પણ ત્હેઓ ગાળ આપે તો ત્હેમના ગાલ ઉપર ત્હમારો તમાચો આપજો. દાનાવ લોકો કહી ગયા છે કે, વિંછુનું જન્મવું બીજાં જાનવરોની માફક નથી. વિંછીનાં પેટમાં બચ્ચાં રહે છે તે પોતાની માયના પેટમાંનો સઘળો માવો તથા કાળજું સર્વ ખાઇ જાય છે, ને છેવટે માવતરનું પેટ ફાડીને બહાર નિકળે છે. ને પછી જંગલમાં નાસે છે. વિંછુના ઘરમાં જે કાંઇ છાલતાં પડેલાં નજરે પડે છે, તે તો ત્હેની માવતરનાં હોજરી, આંતરડાં વિગેરે છે.

× × × ×

ત્હમારાં માયજીને દેવતાજ સમજો, ત્હમારા બાવાજીને ઇશ્વરજ જાણો, અને ત્હમારા ગુરૂજીને પણ પ્રભુ સમાન માનો. ત્હમારા પિતાને ખરાં જીગરથી માન આપો; પરંતું ત્હમારી માતાની કાળજી ફીકર

